શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને ભેટ.

શ્રી જયશેખરસૂરિ વિરચિત

# શ્રી પ્રબોધ ચિંતામણિ

ભાષાંતર

(મોહ ને વિવેકનું સ્વરૂપ અને તેમનું યુદ્ધ, મોહનો પરાજય, વિવેકનું સામ્રાજ્ય ઇત્યાદિ )

મૂળ સંસ્કૃત પદબંધનું ગુજરાતી ભાષામાં ભાષાંતર

છપાવી પ્રગટ કરનાર

श्री जैन धर्म प्रसारक सभा—भावनगर

વીર સંવત ૨૪૩૫ વિક્રમ સંવત ૧૯૬૫

આનંદ પ્રીંટીંગ પ્રેસ.

## શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને અપાયેલી ભેટોનુ લીસ્ટ.

૧ કેશરીઆજીનુ વૃત્તાંત
૨ ચંપકશ્રેષ્ઠિ ચરિત્ર
૩ રતિસાર ચરિત્ર
૪ વત્સરાજ ચરિત્ર
૫ સ્થૂળભદ્ર ચરિત્ર
૬ નળદમયંતી ચરિત્ર
૭ સંક્ષિપ્ત જૈન રામાયણ
૮ સુરસુંદરી ચરિત્ર
૯ શુકરાજ ચરિત્ર
૧૦ મહીપાળ ચરિત્ર
૧૧ મુનિ વૃદ્ધિચંદ્રજી ચરિત્ર
૧૨ ચૈત્યવંદન ચોવીશી
૧૩ પોસહવિધિ
૧૪ પાર્શ્વનાથનો વિવાહલો
૧૫ પંચકલ્યાણક, પંચજ્ઞાનની પૂજા
૧૬ સ્નાત્ર, સત્તરભેદી, વિશસ્થાનક પૂજા
૧૭ રત્નશેખર રત્નવતી કથા
૧૮ વર્દ્ધમાન દ્વાત્રિંશીકા
૧૯ વિજયચંદ્ર કેવળી ચરિત્ર
૨૦ પ્રતિક્રમણના હેતુ

# પ્રસ્તાવના.

આ પ્રબોધ ચિંતામણિ ગ્રંથ અચળગચ્છી શ્રી જયશેખરસૂરિએ સંવત ૧૪૯૨માં બનાવેલો છે તેની અંદર આવતી ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભજીના શિષ્ય શ્રી ધર્મરૂચી અણગારે એક ઠાકોર પાસે કહેલી પોતાની હકીકત જણાવેલી છે તે હકીકત પોતના ચરિત્ર રૂપની નથી, પરંતુ આ જીવને સંસાર પરિભ્રમણમાં થતા અનુભવ સંબંધી છે એમાં મુખ્ય તો મોહ અને વિવેકનું સ્વરૂપ બહુ સારૂ ચિતર્યું છે આ ગ્રંથના સાત અધિકાર છે, તે દરેકનું વિવેચન કરતા પ્રસ્તાવના વિસ્તૃત થઈ જાય તેવું છે તેથી તેનો વિસ્તાર લખવાનું બંધ રાખવુંજ દુરસ્ત જણાયું છે

આ ગ્રંથમાં જી શ્રી હકીકત સમાવી છે તે ગ્રંથકર્ત્તાએ બીજા અધિકારના પ્રારંભમાજ બતાવ્યુ છે, જેથી અહીં લખવાની જરૂર નથી પહેલા અધિકારમા પરમાત્માનુ સ્વરૂપ વર્ણવ્યુ છે તેમજ છેલ્લા અધિકારના છેવટના ભાગમા સિદ્ધનુ સ્વરૂપ બહુ સારૂ બતાવ્યુ છે કથાના પ્રારંભમા શ્રી પદ્મનાભ તીર્થંકરનું ચરિત્ર પણ બહુ રસિક ભાષામા લખાયેલુ છે શ્રી ધર્મરૂચી અણગારે પોતાની હકીકત કહેવાની શરૂઆત કરી તે ત્રીજા અધિકારના પ્રારંભથી શરૂ થાય છે તેનો સંબંધ છેવટ ૨૪૩ મા પૃષ્ઠમા આવે છે અને ત્યાર પછી બીજી બહુ ઉપદેશક હકીકતવડેજ ગ્રંથ પૂર્ણ કરવામા આવ્યો છે

નિવૃત્તિ ને વિવેકની મુસાફરીના વર્ણનમા પૃથક્ પૃથક્ દર્શનોનું સ્વરૂપ સારૂ આળેખ્યુ છે વિવેકની નગરીનુ વર્ણન તેમજ બને

રાજાઓ (મોહ ને વિવેક)ના સૈન્યમાહેના દરેક યોદ્ધાઓએ કરેલુ પોતાની શક્તિ વિગેરેનું વર્ણન ઘણુંજ વાચવા લાયક છે ટુકામાં આ ગ્રંથમાહેનો દરેક વિભાગ આકર્ષક અને વાચવા લાયક છે, જેથી તેના વિશેષ વર્ણનમા ન ઉતરતા આ બુક આદ્યંત વાચી જવાની ભલામણ કરવી દુરસ્ત ધારીએ છીએ આ ગ્રંથ મૂળ પણ અમારી તરફથી છપાવવામા આવે છે સંસ્કૃતના અભ્યાસીઓને તે ઉપયોગી થઈ પડશે

આ ગ્રંથ મૂળ અને ભાષાતર પન્યાસજી શ્રી કમળવિજયજી મહારાજના શિષ્ય પન્યાસજી શ્રી કેશરવિજયજીએ હસ્તાક્ષરે લખી તૈયાર કરેલ તેમા સહજમાત્ર સુધારો કરી મૂળને ભાષાતર જુદા પાડી છપાવવાનો પ્રયાસ અમે કરેલો છે આ ગ્રંથના મૂળ પ્રયાસને માટે એઓ સાહેબના અમે સપૂર્ણ આભારી છીએ

આ બુક શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને પુ ૨૩-૨૪ ની ભેટ તરીકે આપવામા આવી છે તેમા ખર્ચ સબધી વિચાર ન રાખતા એક ઉપયોગી ગ્રથને પ્રસિદ્ધિમા મુકવાનો અને તેનો લાભ કોઈ પણ રીતે ગ્રાહકોને આપવાનોજ હેતુ રાખવામા આવ્યો છે ગ્રાહકો આ ગ્રથનો લાભ પૂરતી રીતે લેશે તો અમે અમારે પ્રયાસ સફળ થયો માનશુ

સવત ૧૯૬૫ કાર્તિક } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર

# શ્રી પ્રબોધ ચિંતામણિ ભાષાંતર.

સ દેહરહિત અને ચિદાનંદમય તેજ કે જે તેજ અધનાગ મ
મૂહ તો શુ પણ સર્વ જાતિના તેજને પણ જીતે છે તેને હુ નમસ્કાર
કરૂ છુ સ્વાનુભાવથી જાણી શકાતા ચિદાનંદરૂપી જે તેજને
સર્વજ્ઞની વાણી પણ વિષય કરી શકતી નથી તે તેજની હુ સ્તુતિ
કરૂ છુ જેમ વાદળાઓનો સમૂહ સૂર્યના તેજનો નાશ કરવાને સ-
મર્થ નથી તેમ અનાદિ કાળથી એકઠા થયેલા કર્મો પણ જે જ્ઞાન
જ્યોતિનો નાશ કરવા અસમર્થ છે તે જ્ઞાનજ્યોતિની હુ સ્તવના
કરૂ છુ જેમ માતાની શિખામણ નવ પુત્રોને સરણી હોય છે, તેમ
અનંત સિદ્ધોને વિષે પણ જે તેજ સરખુ ધારણ કરાય છે તે તેજ
દિપ્યમાન થાઓ ઉદાસીનતાથી ઉત્પન્ન થએલ જે જ્ઞાનરૂપી તેજને
[૧]પાપ સ્પર્શ કરી શકતુ નથી એટલુ જ નહીં પણ જેને ધર્મ[૨] પણ
કોઇ વખત સ્પર્શી શકતો નથી તે જ્ઞાનરૂપી તેજની ઇચ્છા કોણ ન
કરે? આત્માની જે જ્યોતિ જડપણાને કે દાદપણાના હેતુને પ્રાપ્ત
થતી નથી તે જ્યોતિને પૂજવાને સૂર્ય અને ચંદ્ર પણ ઉદ્યમ કરે છે
દીપક અંધકારમા પ્રકાશ કરે છે, ચંદ્રમા રાત્રિએ પ્રકાશ કરે છે,

૧ અશુભ કર્મ ૨ શુભ કર્મ

કયા જશે? અર્થાત્ એમેક વર્તને રહેશે આ સરસ્વતી પોતાના તીરપર રહેવાને માણજે વિશુદ્ધિ પ્રાપ્ત કરાવે છે તે વિશુદ્ધિને મો વખન સ્નાન કરવા વડે સ્ત્રીને પણ નહી કરાવી શકતી નથી આ સરસ્વતી છે એવી બુદ્ધિથી તમે પાષાણને કે નદીને ન પૂજો, કારણકે સર્વ ( ઇંદ્રિયોના ) પ્રવાહ રોકયે છતે તે સરસ્વતી યોગ બુદ્ધિ વડે જાણી શકાય તેવી છે

પોતાના ઘરના અજાણ અને પરની દયા કરવામા તત્પર મર્કવ્યામો કવારૂપ નદીઓમા મત્સ્યવત્ આચરણ કરે છે *

જે આચાર્યો પોતાના આત્માને બોધ કર્યા વિના બીજાઓને બોધ કરે છે તેઓ જો કે બીજાઓને રસ્તે ચડાવે છે પણ પોતે ભ્રાન્તિવાળા હોવાથી સસારમા ભમે છે ઘણા સિદ્ધાતો જોયા (વાચ્યા કે ભણ્યા) છતા જો સમભાવ પ્રાપ્ત ન થાય તો હાથી જેવી રીતે ( પોતાના ગડસ્થળમા ) મોતીનો ભાર માત્ર ઉપાડે છે તેમ તેઓ સિદ્ધાતના જ્ઞાનનો માત્ર બોજો ઉપાડનાર છે ( પણ તેનો ઉપભોગ લેનારા નથી)

મર્કટ જેમ શિયાળા અને ઉનાળામા બહુ વિઘ્નો દેખાતા નથી, પણ ઉત્તમ વૃષ્ટિ થતી તેમા બહુ વિઘ્નો દેખાય છે, તથૈવ

---

* આ દુનિયાના ઘણા જીવો પોતાની આ મચાક્તિના અજાણ રહીને પુદ્ગલ નબળી દયા કરવામા તત્પર રહે છે આ રજુએ જૈન દર્શન પુરાણો બનાવી પરની દયા કરવામા તે શાસ્ત્રો પરિપૂર્ણ થયા છે તેમ શાસ્ત્ર રીતિએ કૃષ્ણ પરની દયાઓમાજ તૃપ્ત ન થતા પોતાના ગુણોનુ શોધન કરવુ જોઈએ, અને તેનુ વર્તન કરવુ જોઈએ

રીતે બીજા ( આઠ ) રસ પામવામા વિઘ્ન આવતુ નથી પણ શાંત રસ પામવામા ઘણા વિઘ્નો આવે છે.

જેમાથી અગ્નિ નીકળી શકે તેવા પથ્થરો પ્રાયે ઘણા મળી શકે છે, પણ જેમાથી ચંદ્રની માફક શીતળતા નીકળે તેવા પથ્થરો મળવા પ્રાયે દુર્લભ છે તેમ કષાયની ભરપૂર એવા આ લોકમા શાંત વૃત્તિવાળા ( મહા માઓ ) થોડાજ મળી આવે છે મહેનત કર્યા શિવાયની ઘાસ (તૃણધાન્ય) પોતાની મેળે ઉગે છે, ત્યારે કમોદની પાછળ ઘણી મહેનત કર્યા છતા પણ તેનો પાક ઉતારવામા સંશય રહ્યા કરે છે, આજ દ્રષ્ટાંત અન્યરસોમા અને શાંતરસમા લાગુ પડે છે કારણકે કોઈ પણ મહેનત કર્યા શિવાય બીજા રસો સ્વાભાવિક મળી આવે છે ત્યારે શાંતરસની પાછળ મહેનત કર્યા છતા પણ તે સિદ્ધ થવામા સંશય રહેછે આ લોક મા બાહ્યદ્રષ્ટિવાળાઓ (સામાન્ય મનુષ્યો ) પણ શૃગારાદિ રસોનુ તો સેવન કરે છે પણ શાંતરસરૂપ અમૃતનો ઝરો તો કુળવાન પુરૂષોને પણ દુર્લભ છે અનાદિ ભવના અભ્યાસથી પશુ તુચ્છ બાળજીવો જે શૃગારાદિ આઠ રસોનુ સેવન કરે છે તે રસો, વિદ્વાન્ પુરૂષોથી પણ દુઃખે પામી શકાય એવા શાંતરસની સાથે શુ સ્પર્ધા કરી શકશે ? અર્થાત્ નહીંજ કરી શકે બીજા સર્વ રસોને વારંવાર સેવવાથી તેનુ પરિણામ

---

* શિયાળો અને ઉનાળો એ બે ઋતુ નિયમાનુસાર આવ્યા કરે છે તેમા પ્રાયે વિઘ્ન સંભવતુ નથી પણ વરસાદ થવો તેમા અનેક વિઘ્નો આવ્યા કરે છે, તેવીજ રીતે શાંત રસને મૂકીને બીજા શૃગારાદિ રસોમા પ્રાયે વિઘ્ન જણાતુ નથી. પણ શાંતરસ પામવામા તો પગલે પગલે વિઘ્નો જણાય છે

વિરસ ( ખરાબ ) આવે છે ત્યારે શાતરસનુ અત્યત સેવન કરવા થી ત મોક્ષ પર્યત સુખનેજ આપે છે આ શાતરસ જેક છે એ મ ય છે, કારણકે તે શાતરસ (જેમ પારાને તે તે જાતના રસોની ભાવના આપવા થી તે અગ્નિથી ઉડી ન જતા તેની ભસ્મથી સુવર્ણ સિદ્ધિ થાય છે તેમ ) તે તે જાતના ઉત્તમ વિચારોવડે ભાવેત ક ષાથી કષાય રૂપી અગ્નિથી ન ઉડતા મોક્ષસિદ્ધિનુ કારણ થાય છે આહ્યવૃત્તિનો ત્યાગ કરીને પોતાના આ માવડે પોતાને ભાવિત (વાસિત ) કરતા રમવાન પદ્ધિના અનુક્રમે નાનાવસ્થાને પ્રાપ્ત થાય છે વન, વાવ, મ દિરાદિ જે બાહ્યવસ્તુઓ દેખાય છે તે ન સ્તુઓના સ્વરૂપનુ અ તરગમા જે ધ્યાન કરે છે તે તાત્વિક ( તત્વજ્ઞાની ) કહેવાય છે

પાછલી રાત્રિની બે ઘડી રહે ત્યારે અથવા પ્રથમ રાત્રિનો એક પ્રહર ગયા પછી નિદ્રા, તદ્રા (આળસ )નો ત્યાગ કરી ને પોતાનો

* જે જે વસ્તુઓ બાહ્ય દેખવામા આવે છે તે તે વસ્તુ ઓના દ્રવ્ય, ગુણ ને પર્યાય તથા ઉત્પાદ, સ્થિતિને વ્યય વિગેરેનો જે મનુષ્ય એકાગ્રતાપૂર્વક વિચાર કરે છે તથા હેય, ગ્નેય અને ઉ પાદેય એવી વસ્તુઓને ક્રમે કરી ત્યાગ કરે છે, જાણે છે અને આદરે છે તે તત્વજ્ઞાની કહેવાય છે કષાયથી મલીન આ મા જ્યાસુધી અનેક પ્રકારની ઇચ્છાને આધીન રહ્યા કરે છે ત્યાસુધી અ યાત્મ પ્રાપ્તિની વાર્તા ( ઇચ્છા ) કરવી તે પણ નપુસક પુરૂષથી પુત્રોત્પત્તિ ની ઇચ્છાની માફક અર્હવા લાયક નથી વિવેકગુણરૂપ આશ્રયથી કષાયાદિ સુભટોનો નાશ કરીને જે મોહરાજાને જીતવાની ઇચ્છા રાખે છે તે વિદ્વાનોમા અગ્રેસર છે

અને પરનો વિચાર કરે (હુ કોણ છુ? અને આ દૃશ્ય વસ્તુ શી છે
એમ વિચાર ) તેને સાધક જાણવો. સાધકના લક્ષણો બતાવે છે—
જે વાદ કરવામા આદરવાળો ન હોય ૧ અહંકારી ન હોય ૨ કીર્તિ
નો અભિલાષી ન હોય ૩ અને કોઇ પાછળાગતમા ઉત્સુકતાવાળો
(ઉતાવળીઓ) ન હોય ૪ આ ચાર બાબતો જેને ન હોય તે પોતાનું ક
હેતુ ( ધારેલુ ) સિદ્ધ કરી શકે છે જે કોઇની સાથે મિત્રતાની ઇચ્છા
ન રાખતો હોય ૫ બીજા દેશના વેષ અને ભાષાદિકની પુછપરછ
ન કરતો હોય ૬ જેને ગીતાદિક પ્રિય ન હોય ૭ અને જેને નેત્ર
ની ચપળતા ન હોય ૮ તેને ખરે ખરો સાધક જાણવો. આક્રોશ
વચનોથી જે કોપ ન કરે અને સ્તુતિ કરવાથી જે ઉન્મત્ત ન થાય એ
વો નિર્વિકલ્પ સમાધિમા રહેલો સાધક સ્વસ્થતાને પામે છે લવ
લેશ માત્ર અથવા મુહૂર્તાદિના ક્રમથી જે સંગમા વર્તતા છતા અ
લિપ્તપણાને માટે પ્રયત્ન કરે છે તેને હે વિદ્વાન્! તમે સાધક જા
ણો "હુ કોણ છુ? ક્યાથી આવ્યો છુ? મારા શત્રુઓ કોણ છે?
મારા બાંધવો કોણ છે? હુ ક્યા જઇશ? અને મારી પાસે શુ ખ
રચી (ભાતુ) છે?" એમ સાધક નિરંતર વિચાર કરે છે આ દુનિયા
ના લોકોના ચરિત્રો ( આચરણો ) વિરુદ્ધ (વિપરીત) છે એમ
તત્ત્વવેત્તા હોવાથી પોતે સમજે છે તોપણ બીજાની નિંદા કરીને
પોતાનો ઉત્કર્ષ, સાધક કોઇ વખત કરતો નથી આત્મિક ધર્મ
અને બાહ્યધર્મને વિષે પર્વત અને રાઇના જેવુ અંતર જાણતા
છતા યોગી વચનથી પણ વ્યવહારને છેદતા ( ખંડન કરતા )
નથી

યોગાભ્યાસમા વધારો કરવાના ઉપાયો બતાવે છે—યોગીએ
સાંભળતા છતા પણ બહેરા જેવા, દેખતા છતા પણ આંધળા ...

ધણા જેવા, બોલતા છતા પણ મુંગા ની જેવા અને વિદ્વાન્ છતા પણ બાળકની જેવા થવુ જોઈએ યોગીએ પ્રથમ મનને કોઈ એક લક્ષ્ય (પ્રતિમાજી આદિ) ઉપર દૃઢ કરવુ, ત્યારપછી લક્ષ્ય વિના પણ મનને દૃઢ રાખવુ આવી રીતે નિરન્તર અભ્યાસવાળો તે બુદ્ધિમાન્ સુખે કરી ઉન્મનીભાવને પ્રાપ્ત થાય છે "

(વિચાર ન કરવા વડે) મન શાંત થવાથી અને પોતાના ગ્રાહ્ય વિષયથી ઇન્દ્રિયોનો સમૂહ નિવૃત્ત થવાથી પોતાને સ્થાને સ્થિર થએલ બુદ્ધિમાન પોતાના આત્માને વિષે પરમાત્માને જુએ છે જ્યારે આત્મા ત્રણે ધ્યાન (પિંડસ્થ પદસ્થ અને રૂપસ્થ) ઓળગીને ચોથા રૂપાતીત ધ્યાનને પામે છે ત્યારે તે વિકલ્પરહિતપણે સ્વરૂપમા સ્થિર થતા પરમાત્મપણાને પ્રાપ્ત થાય છે

વીવેચન —જ્યાસુધી મનની મલીનતા જતી નથી ત્યાસુધી કોઈ પણ વિચાર કે ધ્યાન સ્થિરભાવને પામતા નથી, અને આમ હોવાથી જે નિર્વિકલ્પ અવસ્થારૂપ સ્વાત્મભાવમા રહેતા પરમાત્મતાને પ્રાપ્ત થવાય છે તે અવસ્થા મનની સ્થિરતાના અભાવે, પ્રાપ્ત ન થવાથી સ્વ સ્વરૂપ પામી શકાતુ નથી માટે તે નિર્વિકલ્પાવસ્થામા પહોચવા માટે અથવા તો મનની શુદ્ધિને માટે પહેલા કોઈક આલબન ધ્યાનની જરૂર છે એટલે પ્રથમ આલબનના આશ્રયથી મન એક વસ્તુ ઉપર સ્થિરતા કરતા શીખે, એટલે ત્યારપછી આલબન વિના પણ સ્થિરતા રાખી શકે આ હેતુથી પિંડસ્થાદિ ધ્યાનો પ્રારભમા ઘણાજ ઉપયોગી

---

૧ ઉન્મનીભાવ એ એક લય જેવી અવસ્થા છે, જેને નિર્વિકલ્પ સમાધિ કહીએ તોપણ કહી શકાય તેમ છે (જુઓ યોગ શાસ્ત્ર બારમો પ્રકાશ)

છે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યજીએ પણ આજ ક્રમ યોગશાસ્ત્રમાં રાખ્યો છે પ્રથમ **રૂપસ્થધ્યાન**–એક બાજુએ સિદ્ધચક્રજીના મંડળ અથવા તો વીતરાગની શાંત મૂર્તિ સન્મુખ રાખી એકાગ્રતાથી તે જોયા કરવું, અને તેમાં લીન થવું, બીજી બાજુએ મનના વિક્ષેપોને રોકવા અને તેજ એક રૂપમય ધ્યેયમાં મનને એકાગ્ર કરવું એ રૂપસ્થધ્યાન કહેવાય છે આ તો એ જ પ્રયોગ બતાવ્યો છે, પણ એના પ્રકારાન્તર અનેક ધ્યેયોનું ધ્યાન કરાય છે તે સર્વે રૂપસ્થધ્યાન કહેવાય **પદસ્થધ્યાન**–કોઈએ નિર્દોષ પવિત્ર પરમાત્માના નામનું વાક્યપદ લઇ તેનું વારંવાર ઉચ્ચાર કરવું, માનસિક જાપ કરવો તેમાં લય કરવો અને એકાગ્રતા કરવી તે પદસ્થધ્યાન કહેવાય **પિંડસ્થધ્યાન**–ઉપર પ્રમાણે બાહ્યથી બાહ્યાકારવાળી મૂર્તિનું ધ્યાન અને પદનો જાપ દૃઢ થયા પછી તે રૂપોને અંદર ચીતરવા, અથવા તો તેની નવીન કલ્પના કરી મનથી તે રૂપોને જોયા કરવા પરમાત્માના મૂળ શરીરનો ચિતાર હૃદય સન્મુખ લાવી તેની વિરાગાવસ્થા વારંવાર મનમાં દૃઢ ઠસાવવી, તેની નિરાગી મૂર્તિ અથવા વિરાગી શરીરની આત્મપ્રતિની બાહ્ય ચેષ્ટા સંબંધી વિચારણા કરી દૃઢતાથી તેની શારીરિક મૂર્તિ જોયા કરવી, તેમાં લીન થવું અથવા સમવસરણની રચના, દેશનાનો સમય વિગેરે મનઃ ચિત્રો જે આત્મિક સ્વરૂપને ઓળખાવે, સહાય આપે તેવા ચિત્રો મનની કલ્પનાથી ઉત્પન્ન કરીને જોયા કરવા, તેમાં દૃઢ થવું, એકાગ્ર થવું તે પિંડસ્થધ્યાન કહેવાય, અને આ પ્રમાણે મન દૃઢ થયા પછી રૂપાતીતાવસ્થામાં પ્રવેશ કરી આત્મસ્વરૂપ–પરમાત્મના આસ કરી શકાય

ભવ્ય અને અભવ્ય સ્વરૂપની આ આત્માને બે પ્રકારે

જાણવો. જેને સિદ્ધિ પર્યાય પ્રાપ્ત થશે તે ભવ્યઆત્મા કહેવાય છે અને તેથી વિપરીત સ્વભાવનો તે અભવ્યઆત્મા કહેવાય છે. મોક્ષગામનાર ભવ્ય જીવોના પણ ત્રણ પ્રકાર છે. આસનસિદ્ધિક, મધ્યમસિદ્ધિક અને દૂરસિદ્ધિક. જે જીવ અર્ધ પુદ્ગલપરાવર્તને અંતે સિદ્ધિ થવાનો તે દૂરસિદ્ધિક કહેવાય છે, જે જીવ અંતર મુહૂર્તમાં સિદ્ધ થાય તે આસનસિદ્ધિક કહેવાય છે અને આસનસિદ્ધિક દૂરસિદ્ધિકના વચલા કાળમાં જે જીવ મોક્ષે જાય તે મધ્યમસિદ્ધિક કહેવાય છે. અહીંયા મધ્યમસિદ્ધિને વાચક કોઈએક ભવ્ય જીવનું વર્ણન કરવામાં આવે છે. આ (પ્રબોધ ચિંતામણિ) ગ્રંથમાં મોહ વિવેકાદિનું જાતિની અપેક્ષાએ એકપણું ગણ્યું છે. અર્થાત્ તેને માટે એક વચન વાપર્યું છે*.

આ ગ્રંથમાં આત્મા અને ચેતના આદિને ભર્તાર અને સ્ત્રીના નામથી બોલાવવામાં આવશે તે સર્વ કલ્પિત સમજવું. આવી કલ્પના પણ (ઉપદેશાદિકમાં) કેટલેક ઠેકાણે કલ્યાણકારી નીવડે છે. જેમકે માટવાની અને માછીમારની, પાકા પાંદડાની અને નવા કુંપળીયાની આપસમાં જે ઉત્તમ (આલાપક વાર્તાળી) કથા† સૂત્રમાં રચવામાં આવી છે તે શું બીજાને બોધ કરવાને ઉપયોગી થતી નથી? અર્થાત્ ઉપયોગી થાય છે. તેવી રીતે આ ગ્રંથ પણ રચવામાં આવી છે.

---

* જોકે મોહના અનેક ભેદો છે તેમ વિવેકના પણ અનેક ભેદો છે છતાં મોહ કહેવાથી મોહના ભેદોનો સંગ્રહ થઈ જાય છે, અને વિવેક કહેવાથી વિવેકના ભેદોનો સંગ્રહ પણ જાતિની અપેક્ષાએ થાય છે.

† પાકા પાન અને કુંપળીયાની કથા ઉત્તરાધ્યયન સૂત્રમાં છે.

કષાય ( સેનાના ) નાયક છે અને (આઠ) કર્મો શત્રુનું સૈન્ય છે એમ જણાવતું આ ામ પણ આ ગ્રંથ ધી રચનાના બીજપણાને (મૂળ કારણપણાને) પામે છે આ ગ્રંથનુ સમર્થન કરવામાં (રચવામાં) કોઈ ઠેકાણે આરોપા લક્ષણા (જે વસ્તુ ઉપર આરોપ મૂકીને કહીએ તેને સારોપા લક્ષણા કહીએ જેમ મોહરાજા અહીં મોહનેવિષે રાજાનો આરોપ મૂકાયો છે) ની મુખ્યતા છે અને કોઈ ઠેકાણે સાધ્યવસાનિકા (આરોપ મૂક્યા વિના જે વસ્તુનું નામ હોય તેજ કહેવું તે સાધ્યવસાનિકા—જેમ ઘટને ઘટ કહેવો)ની મુખ્યતા છે

આત્મજ્ઞાન મેળવનાર જીવોને જ્વરાદિ રોગનો નાશ થાય છે જરારૂપ રાક્ષસી દૂર રહે છે, લબ્ધિ અને સિદ્ધિના સમૂહ પ્રસન્નપણે પ્રાપ્ત થાય છે, (નીરાવરણી)જ્ઞાન પ્રગટ થાય છે, વચનાતીત આનંદનો અનુભવ થયે સતે પુણ્યપાપનો ક્ષય થાય છે અને મોક્ષ તો તેઓની મુઠીમાંજ આવીને રહે છે માટે હે ભવ્યજીવો ! ફક્ત તે આત્મજ્ઞાન પામવાને માટેજ તમે પ્રયત્ન કરો

શ્રીમત્ જયશેખરસૂરીશ્વરવિરચિત શ્રીપ્રબોધચિંતામણિ ગ્રંથને વિષે પરમાત્મવર્ણનરૂપ પ્રથમ પીઠબંધાધિકાર સમાપ્ત થયો

## બીજો અધિકાર

આ માને નિશ્ચયથી જે સ્વરૂપે કહેવો છે તે, ( આત્મા ) સચેતન છતાં પણ તનુ માયાને વશ થવું, તેથી ( માયાને વિષે આત્માનું આમગ્ન થવાથી ) અનિદ્રુ મી વચેથી સમતિનું ઉદાસીન થવું, માયાથી મોહ નામના પુત્રની ઉત્પત્તિ, માના અને મનને વશ થવાથી અનેક દુઃખોનું સહન કરવું નિવૃત્તિથી વિવેક પુત્રની C

ત્પત્તિ, મનનુ તેને ( વિવેકને ) દેશનિકાલ-વાપાવું, સર્વજ્ઞની સેવાથી તેને (વિવેકને) નન્ત્યની પ્રાપ્તિ, મોહના આદેશથી કામનુ ત્રણ લોકને જીતવાપાવું, તેનાથી (કામથી) ત્રાસ પામીને વિવેકનુ અર્હંતને શરણે જવુ, તેની ( અર્હંતની ) સમક્ષ વિવેકે પાતાના વી પણાનુ દેખાડવુ, દૃઢ પ્રેમવાળી કુમારી સયમશ્રીની સાથે વિવેકનુ પાણિગ્રહણ, તેથી બળની વૃદ્ધિ, યુદ્ધને માટે તેનુ મોહની સન્મુખ જવુ, યુદ્ધમા સર્વની માફક વિવેકથી મો ધ રાજનુ હણા વુ, મોહના નાશથી દુર્બળ થએલ મનને વિવેકનો પ્રતિબોધ મનનુ ( શુક્લ ધ્યાનરૂપી ) અગ્નિમા હોમાવુ થતા ચેતનાનુ પોતાના પતિ ( આ મા ) ને ઉત્સાહ પમાડીને તેને ત્રણ જગતના નાયક કરાવવુ— મા સવ હુ વૃદ્ધ વાક્યોને અનુસારે આ પ્રબોધચિ તામણિ ગ્રથમા કીશ બાળક પણ મોટા પુરૂષના હસ્તાવલબનથી અટવીનો પાર પામે છે તેમ અટવીની માફક ગહન એવા આ ગ્રથની રચનાના પારને મહાન્ પુરૂષોના આશ્રયથી હુ પામીશ શ્રીપદ્મનાભ પ્રભુ ( આવતી ચોવીશીના પહેલા તીર્થકર )ને ધર્મ રુચિ નામના શિષ્ય થશે તેમના કથનદ્વારા ( ઉપદેશ દ્વારા ) સર્વ આત્માનુ સ્વરૂપ સમજી શકાશે

વિવેચન —પદ્મનાભ તીર્થકરને ધર્મરુચિ નામે શિષ્ય થશે તેમને એક ગામની નજી મા કેવળજ્ઞાન ઉત્પન્ન થશે તે અવસરે દેવોએ રચેલ સુવર્ણકમળ ઉપર બેસીને ધર્મદેશના આપતા એ મુનિને જોઈ તે ગામનો ઠાકોર ત્યા આવશે. તે મુનિના મહાન અ તિશય તથા જ્ઞાનથી આશ્ચર્ય પામીને તે તેને પૂછશે કે "હે ભ-ગવાન્! તમે કોણ છો? ક્યાથી આવ્યા છો? અને આ રિદ્ધિ

ખાય? આ પ્રમાણે નિયમ છે છતાં આ શ્રેણીક રાજા મરણ પામીને પહેલી નરકમાં ગયા કારણ પહેલાં સમ્યક્ત્વનો લાભ થયો તે પહેલાં તેણે નરકાયુય બાંધ્યું હતું સમુદ્રના મોજાં ગણી શકાય છે, અર્જુનના બાણો પણ રોકી શકાય છે આકાશમાંથી પડતી વિજળીને પણ રોકી શકાય છે, પણ કર્મની રેખા રોકી શકાતી નથી નરકમાં રહ્યા છતાં, હે આત્મા! તારા પોતાના કરેલા કર્મ ઉદય આવ્યા છે, તેને હવે તું જ સહન કર આવી ભાવનાવાળો શ્રેણિક રાજા દુઃખો નો અનુભવ કરે છે છતાં (સમ્યક્ત્વ હોવાથી) તે અત્યંત વેદના ભોગવતો નથી ચોરાશી હજાર વર્ષ થયા પછી ખાડામાં આવ તમાથી હાથી જેમ નીકળે તેમ પહેલી નરકમાંથી તે પ્રસિદ્ધ રાજા નીકળશે વિષ્ઠામાંથી પણ સુવર્ણને અંગીકાર કરવાની માફક પૂર્વ ભવનું સ્મરણ કરનાર શ્રેણીક રાજા નરકમાંથી નીકળતા છતા પણ તે (આગલા) ભવ સબંધી મતિ, શ્રુત અને અવધિ-આ ત્રણ જ્ઞાનનો ત્યાગ નહીં કરે અર્થાત્ તે ત્રણે જ્ઞાન સહિત ગર્ભમાં ઉપજશે જ્યારે શ્રેણિક રાજાનું નરકથી નીકળવું થશે ત્યારે ભરતક્ષેત્રમાં આ અવસર્પિણી પૂર્ણ થઈ રહ્યા પછી ઉત્સર્પિણી કાળનો પહેલો આરો સમાપ્ત થયે છતે અને બીજો આરો શરૂ થયે છતે દેવ વર્ષે તો જમીન ઉપર કાળના સ્વભાવથી આ પ્રમાણેના વરસાદો પોતાની મેળે વરસશે પ્રબળ અગ્નિની જ્વાળાએ કરી બળેલાની માફક લાલચોળ થયેલી આ પૃથ્વી પ્રથમ પુષ્કરાવર્ત્ત મેઘની વૃષ્ટિવડે શાન્તતાને પામશે ત્યારપછી ક્ષીરમેઘના વરસાદથી જેમ તાપ દૂધના સમૂહે કરી સિંચાયેલી આ પૃથ્વીને તપ કરીઓ જેમ પોતાના શરીરને તેજની સાથે જોડે છે તેમ આ વરસાદ પોતાના વર્ણની સાથે જોડી દેશે અર્થાત્ પૃથ્વીને

કેનવર્ણી કરશે ત્યારપછી પતિ જેમ નવીન પરણેલી સ્ત્રીમાં કોમળ
વચનોવડે સ્નેહ ઉત્પન્ન કરેછે તેમ ચોથા અવસરે **ઘૃતઘન** નામનો
વરસાદ (ઘી સરખા) પાણીવડે પૃથ્વીમાં ચિકાશ (સ્નિગ્ધતા) ઉત્પન્ન
કરશે ત્યારપછી **અમૃતના વરસાદની** ઉત્તમ ધારારૂપ હાથથી પૂ
જાએલી આ પૃથ્વી નાના પ્રકારના અંકુરોના મિષથી રોમોદ્ગમે
કરી હર્ષવાળી દેખાશે પછી જેમ કવિ પોતાની વાણીવડે કાવ્યોને
વિષે અનેક રસો (શૃંગારાદિ)ને સંયોજિત કરે છે તેમ **રસ** નામનો
વરસાદ પાણીવડે અનેક રસોને પૃથ્વીમાં સંયોજિત કરશે પછી
જેમ રાત્રિને વિષે તારાઓ પોતાની મેળે પ્રગટ થાય છે તેમ કાળ
ના સ્વભાવથી પર્વતો, વેલો અને વનસ્પતિ પદાર્થો પોતાની મેળે (અ
નેક પરમાણુઓ એકઠા થઇ) પ્રગટ થશે તે અવસરે આ ભરતક્ષેત્રમાં
બીજાને ઉપકાર કરવામાં તત્પર, ન્યાયમાં નિપુણ અને વિલસિત
ગુણવાળા સાત કુલકરો થશે તેઓના મિત્રપ્રભ, સુભૂમ, સુપ્રભ,
સ્વયંપ્રભ, દત્ત સૂક્ષ્મ અને સુબંધુ એ અનુક્રમે નામ જાણવાં ત્યાર
પછી બીજો આરો પૂર્ણ થઇ ત્રીજો આરો શરૂ થશે અને વૈતાઢ્ય
પર્વતની નજીકના ભાગમાં આવેલા **શતદ્વાર** નામના નગરમાં તે
કુલકરોના વંશમાં સ્વભાવથીજ સુભગ આકૃતિવાળો અને બુદ્ધિ
ના સમુદ્રપતિને પણ હસે એવો **સુમતિ** નામે કુલકર ઉત્પન્ન થશે
તેને ભદ્રા નામે રાણી થશે, જેના ગલરૂપી કસોટીના પત્થર ઉપર
નયનના ત્રિવલીરૂપ સુવર્ણના સ્નિગ્ધ લીસોટાઓને સત્પુરૂષો વર્ણન
કરે હવે શ્રેણિકરાજાનો જીવ **સીમંત** નામના નરકાવાસથી ની
કળીને તે સુમતિની ભદ્રાદેવીની કુક્ષિમાં અવતરશે તે અવસરે
હસ્તિ, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સ

સેવર સમુદ્ર, ભુવન, રત્નરાશિ અને અગ્નિ આ ચાર સ્વપ્નને અનુક્રમે ધીરબુદ્ધિમાન જેમ મન્ત્રવિદ્યાને જુએ તેમ દેવોને પુજનીક ભદ્રારાણી જોશે સુમતિ નામે કુલકર આ સ્વપ્નનુ ફળ જેટલામા પોતાની બુદ્ધિ ને અનુસારે કહેશે તેટલામા પ્રથમ દેવલોકનો ઇન્દ્ર ત્યા આવીને ભદ્રા રાણીને નમસ્કાર કરી આ પ્રમાણ કહેશે—"હે દેવી! ત્રણ ભુવનને વિષે જેનાથી શ્રેષ્ઠ બીજુ દવત નથી એવા દેવતને કુક્ષિમા ગર્ભપણે ધારણ કરતી તુ દેવોથી પણ વદનીક છે હે દેવી! આશ્ચર્ય છે કે ચિન્તાથી અધિક ફળને આપવાવાળા ગર્ભરૂપ ચિન્તામણિને ધારણ કરતુ આ તારૂ ઉદર રત્નાકર (સમુદ્ર)નો પણ પરાભવ કરે છે હે સ્વામિની! આ કલ્પવૃક્ષના અકુરાને ઉદરરૂપ ગુફામા ધારણ કરતી તુ મેરૂપર્વતનુ આચરણ કરે છે અન્ય સ્ત્રીઓનો સમૂહ તારી આગળ તૃણની ઉપમા ઓગર છે આ સ્વપ્નોના મહાત્મ્યથી સુર અને અસુરોને સેવનીક એવો તારો પુત્ર પ્રથમ અરિહંત થશે" આ પ્રમાણે કહીને ઇન્દ્ર વિનય પામ્યે સતે વિકસિત મનવાળી અને રોમાચિત થયુ છે શરીર જેનુ એવી તે મરૂદેવા(નવજાત)પણાને પામશે પછી ધીમે ધીમે પગ સ્થાપન કરવાવાળી, જેના દોહદ પૂર્ણ થયા છે તેવી, અલ્પ પરિવારથી રહેનારી, પથ્ય આહાર લેનારી અને અલ્પ આભૂષણ ધારણ કરનારી તે ભદ્રારાણી ગર્ભને વૃદ્ધિ પમાડશે ગર્ભ વૃદ્ધિ પામતો છતો પણ તે રાણીના ઉદરની વૃદ્ધિ કરશે નહીં કેમકે જેની જે સ્થિતિ હોય તે સ્થિતિનો નાશ કરનાર આ સમર્થ પુરૂષ થશે નહીં કૃષ્ણનિશાપેનીની માફક પ્રભુ ગર્ભ થયે સતે માતાને લક્ષ્મી તો વૃદ્ધિ પામશે, પણ રૂપ, લાવણ્ય, બુદ્ધિ અને ધૈર્યાદિ ગુણો પણ અતીશે વૃદ્ધિ પામશે કાઇક અધિક નવ મહિના

વ્યતીત થયા બાદ તેજી અદ્ભુત ....તિવડે દિશાઓને પ્રકાશિત કરતા સૂર્ય જેવા પુત્રને જન્મ આપશે તે વખતે .. પ્રથમ આડી રહ્યો ...નો એવો સ્નેહ વહન કરતા હોય નહીં તેમ તે ભગવાન પોતાના જ મથી નરકને વિષે રહેલા જીવોને પણ (અ ...મમ..) સુખી કરશે લક્ષ્મી દેવીના વાસને માટે પૃથ્વીને ...મ...મ... કરતા હોય તેમ દેવો પ્રભુના જન્મ અવસરે કુંભો ( એક જાતનું માપ ) પ્રમાણે કમળને વરસાવશે પછી છપ્પન દિગ્કુમારીઓ આસન કંપવાથી જિનેશ્વર ભગવાનનો જન્મ થયો જાણી ત્યાં આવીને પોતપોતાનું ...ર્તવ્ય કરશે તે દિગ્કુમારીના ગયા બાદ જિનેશ્વર ભગવાનનો જન્મોત્સવ કરવાની ઇચ્છાથી મેરૂ પર્વતના શિખર ઉપર ચોસઠ ઇંદ્રો મળશે સૌધર્મ ઇંદ્ર ( મેરૂ પર્વતના શિખર ઉપર ) લાવેલા જિનેશ્વર ભગવાનને તેઓ ( એકઠા થએલા ઇંદ્રો ) પુ...રાવર્ત્ત મેઘની માફક ઘણા પાણીથી સ્નાન ...રાવશે ત્યારબાદ પૂજન ...રી, સ્તવના ...રી, જિનેશ્વર ભગવાનને પોતાના નગરમાં મુકી અને કોટી સુવર્ણની વૃષ્ટિ કરી જેમ આવ્યા હતા તેમ તે ઇંદ્રો પાછા સ્વસ્થાને જશે પ્રભુના જન્મ સમયે પૃથ્વી ઉપર પાણીની વૃષ્ટિ થશે તેથી પદ્મનાભ અને મહાપદ્મ એવા બે નામ તે ધારણ કરશે ત્યાર પછી પાંચ ...મ્મ...ઓથી પાલન કરતા, અને અંગુઠાને વિષે સ્થાપન કરેલા અમૃતનુ પાન કરવાથી પુષ્ટ થયું છે શરીર જેનુ એવા તે પદ્મનાભ વૃદ્ધિ પામશે એક ખોળામાંથી બીજા ખોળામાં જતા અને એક હાથમાંથી બીજા હાથમાં જતા આ બાળપ્રભુવિષયિ- મનુષ્ય અને ...ન વગેરે ચાલનો વાદ કોઇ વખત શાંત થશે નહીં ઘણા દેવો વા ...ર બાળ

કના રૂપ કરીને પોતાને ધન્ય માનતા સન તે પ્રભુને બ નાવ ન્યામા ક્રીગ કરાવશે જન્મથી જ્ઞાનવાળા અને અત્યંત ગુણગ્રી શોભના એવા પદ્મનાભ મા૦ વર્ષના વયે હતે આનંદિત એવા માત પિતા તેને રાજ્ય ઉપર સ્થાપન કરશે યુક્તિવડે ગુણને વધારનાર રાજ્યને વીની માફક તે ભોગવશે, પર તુ પથ્ય ભોજન કરનારની માફક સુવાવ સ્વા, લક્ષ્મી અને સ્ત્રીના ભોગરૂપ નિર્દોષને તે ભોગવશે નહિ દિગ્વિજય યાનાને વિષે ઉદ્યમવાન પદ્મનાભને પૂર્ણભદ્ર અને માણિભદ્ર નામના બે દેવો દંડનાયક થશે બોલાવ્યા વિના પ્રાર્થના કર્યા વિના તે મજ ધન આપીને રાખ્યા વિના આ બે દેવો પદ્મનાભ રાજાના ભા યવડે યુદ્ધમા શત્રુની સાથે યુદ્ધ કરવા પોતાની મેળે ઉઠશે તે યુદ્ધ કરતા દેવોની સામે કોઈ પણ શત્રુઓ ટકી શકશે નહીં કારણ કે અસુ રોના શત્રુ રૂપ દેવોને મનુષ્ય કેમ પરાભવ કરી શકે? અર્થાત્ નજ કરી શકે આ રાજા પદ્મનાભ દેવસેના એવુ નામ લોકો તરફથી પામશે

એક દિવસે મનોહર માનવ પદ્મનાભને આ પ્રમાણે વિનતિ કરશે કે 'હે મહારાજ! ચાર દાંતવાળો અને ચંદ્રમાની માફક ઉજ્વળ કોઈ એક નવીન હાથી આજે તમારા આગણામા ક્યાંકથી આવેલો છે? શુ ઇન્દ્ર ઐરાવણ હાથીને આપને ભેટણા તરીકે મોકલ્યો છે અથવા તમારા પુણ્યથી એ આઠને દિગ્ગજોના સમૂહમાથી કોઈ હાથી આવેલો છે? તે અમે જાણતા નથી બેસવા લાયક અને લડાઇને લાયક આપને પહેલાના જે હાથીઓ છે તે સર્વ હાથીઓમા આ હમણા આવેલો હાથી પોતાના ગુણોએ કરી સ્વામીની માફક

અ નગણુ કે છે પુણ્યથી પામી શકાય એવા લક્ષ્મીને એકવાર આપે સાક્ષાત્ જોવા યોગ્ય છે કેમકે સંપૂર્ણ વસ્તુ જોવાથી આ નેત્રો પણ સફળ થાય છે પદ્મનાભ રાજા મંત્રના કહેવાથી હાથીની શાળામા આવી તેહાથીને જોઇને ઉપયોગ દઈ વિચારશે કે આ હસ્તીરત્ન ક્યાંથી પ્રગટ થયું ? એટલે જાણશે કે વૈતાઢ્ય પર્વતની નજીકની અટવીમા રહેનારો અને દાવાનળની ત્રાસ પામેલો આ ઉત્તમ હાથી મારા પુણ્યથી પ્રગટ થઇને અહીં આવ્યો છે એ પ્રમાણે જ્ઞાનવડે નિશ્ચય કરીને જેમ સૂર્ય નિષધના નમ્રને અગ્નીમાર કરી આકાશની મધ્યમા આરૂઢ થાય તેમ તે પદ્મનાભ રાજા તે હાથી ઉપર આરૂઢ થશે, અને લોકોમા ઈંદ્રના વાહનનો ભ્રમ પેદા કરતા તે હાથી ઉપર બેસીને ગ્રામ ઉદ્યાનાદિ તે વિષે વિચરશે તે વખતથી સ્વામી વિમળવાહન એવા નામથી દુનિયામા પ્રખ્યાતિ પામશે આ પ્રમાણે રાજ ભોગ ભોગવવાને માટે જ પ્રભુ રાજ્યમા કેટલોક વખત રહેશે

અન્યદા બ્રહ્મદેવલોકથી લોકાંતિક દેવો આવીને અવસરના જાણ એવા સ્વામીને વિનંતિ કરશે કે 'હે જગત્પાલ પૃથ્વી ઉપર ધર્મતીર્થને પ્રવર્તાવો મનુષ્યોને અને લોકને લક્ષ્મી આપવામાં તમેજ જામીન છો' પછી તે પદ્મનાભ તીર્થંકર એક વર્ષ પર્યંત સોનાની ધારાએ વરસાદ વરસાવીને ( સોનાનું દાન આપીને ) વર્ષાઋતુમા વરસના વરસાદને પણ જીતશે અર્થાત્ ઘણું દાન આપશે તે અવસરે વર્ષાઋતુ વ્યાપ્ત ( પૂર્ણ ) થયે અને જેમા માલતીની શ્રેણીઓ વિકસ્વર થઇ રહી છે અને ગંધથી ખેંચાયેલા ભ્રમરો આવી રહ્યા છે એવી શરદઋતુ વિસ્તાર પામશે જે ( શર

ઋતુ)મા સર્વ ાં જળથી પૂર્ણ થએના છે, જળ વિકસ્વર કમળોથી શોભિત થઇ રતુ છે, કમળો ભ્રમરતા તતુથી ગોભે છેઅને તતુઓને પણ હુનોએ મુખમા ધાર્ણ કર્યા છે હુંસો હંસીઓનુ પણ સૂન્તા નથી, પ નીઓ વીતારાગદિત પ્રાપ્ત થએન વિરિયોને ભજે છે અને લીના વિનાસાદિને સ્ત્રીઓએ અગી ર કર્યા છે એવી ન ઋતુ શર કાળમા શુ પ્રધાન નથી ? અ ર્શત્ પ્રધાન છે શેઋ મા નીલનને પાણીમા નિમળપણાને, આકાશમા પવિ ણપણાને અને રસ્તામા કા નની શુદ્ધિપણાને કરતી શ ૠતુ, સાધુગોના સમુહ ચમા ત્તમ ગુરૂ જે ગુણ કરે છે તે ગુણ આ લોકમા કરે છે

ત અવસરે ત્રીસ વર્ષની ઉમર થશે ત્યારે અને માતાપિતા પ ચ ત્વ પામે અને પદ્મનાભ ભગવાન ન્યમ લેવાની ઇચ્છાથી પુત્ર ઉપર રાજ્યભાર સ્થાપન કરશે પછી ઇન્દ્ર સહિત દેવોએ દીક્ષાનો અભિષેક કર્યા પછી અનન્તર આગળ ઘણા પ્રકારના વાજીંત્ર વાગતા પૂર્વક દેવતાવડે આકાશને અને મનુષ્યોવડે પૃથ્વીને અવકાશ વિ નાની બનાવતા, અને નગરલોકોથી ગુણ ગવાતા ભગવાન્ દિવ્ય શિબિકામા આરૂઢ થઈ નગરની બહાર ઉદ્યાનમા આવશે પછી શિબિ ર્થી હેઠ ઉતરી પાચ ર ારના અલકાર ( ૧ કેશાલકાર, ૨ વસ્ત્રાલ કાર, ૩ પુષ્પાલકાર, ૪ આભરણાલ કાર, અને ૫ માલાલ કાર) નો ત્યાગ કરશે પછી હાથ ઉચા કરી ઇન્દ્ર કાઢેલ નિવારશે એ ટલે પ્રભુ 'સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ ' એમ કહીને યાવત્ જીવ સ સ વદ્ય (સપાપ) યોગો ( વ્યાપાર ) નો ત્યાગ કરવારૂપ ચારિત્ર અ ગીકાર ક રો ત્યારબાદ નિશ્ચળ, સયમના સ્થાનથી પ

નિન્દા નહીં કરનારા, પોતા અને બીજા ઉપર સમભાવવાળા, સર્વ જીવોના આધારભૂત, ધૈર્યવાન, (છ કાયનું) રક્ષણ કરવાથી મનોહર, શીત વાત અને તાપના સમૂહને પવનની માફક સહન કરનાર એવા પ્રભુ તપરૂપી અગ્નિના જોરથી કર્મરૂપ વનને બાળી નાખશે વ્રત અંગીકાર કર્યા પછી જ્યારે બાર વર્ષ અને સાડા છ માસ જશે, ત્યારે ભગવાન્ કેવલજ્ઞાન પામશે તે અવસરે દેવોએ ત્રણ ભુવનને આભૂષણ તુલ્ય સમવસરણ રચ્યે સતે સુવર્ણમય સિંહાસન ઉપર બેઠેલા શ્રીમાન્ ભગવાન્ યોજન પર્યંત વિસ્તાર પામતી અને સર્વ જીવો સમજી શકે તેવી વાણીવડે સમગ્ર હિત જીવો પ્રત્યે ધર્મદેશના દેવાનો પ્રારંભ કરશે તે વખતે સદાચારરૂપ વૃક્ષને વૃદ્ધિ પમાડવાને પાણીની નીક તુલ્ય તીર્થંકરની વાણીવડે પ્રતિબોધ પામેલા ઘણા જીવો ચારિત્રરૂપ લક્ષ્મીને આદરસહિત અંગીકાર કરશે બીજાઓ દેશવિરતિ ( શ્રાવકના વ્રત )ને અંગીકાર કરશે અને છેવટ એક વાળી સમ્યક્ત્વને અંગીકાર કરશે કારણકે કલ્પદ્રુમ સરખા જીના યાચકો કોઈ એક રુચિવાળા હોતા નથી પછી શ્રીમાન્ ગણપરના સમુદાય થયાથી તેમાંથી અગીઆર મુનિઓ ભગવાન્ પાસેથી ત્રિપદી (ઉત્પત્તિ, સ્થિતિ અને વ્યયરૂપ ત્રણ પદ ) પામીને ગણધર થશે પછી દેવાથી પણ ઉલ્લંઘન ન થાય એવા ( સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ) ચતુર્વિધ સંઘની સ્થાપના કરીને પ્રભુ ભવ્ય જીવોરૂપ પૃથ્વીમાં સમ્યક્ત્વરૂપ બીજને વાવતા સતા બીજી જગ્યાએ વિહાર કરશે

અન્યદા ક્રોધાદિકથી અદૂષિત અર્થાત્ ક્ષમાવાન્ ધર્મરુચિ નામના તેમના કોઈએક શિષ્ય "મને કેવળજ્ઞાન ક્યારે થશે?" એમ

ભગવાનને પૂછશે એટલે ' સુગ્રામ નામના ગામમા તમને કેવળ જ્ઞાન થશે '' આ પ્રમાણે ભગવાન્ કહેશે તથી તે મુનિ ત્યા જશે કારણકે **આળમને આધીન થનારાઓને કોઈ વખત પણ મ પદા મળતી નથી** તે ગામના વનમા એક રાત્રિકી પ્રતિ માને અગીકાર કરીને ધ્યાનની ધારામા આરૂઢ થવાથી ત ધમરૂચિ મુનિને કેવળજ્ઞાન પ્રામ થશે અનત ગુણવાન એવા તે કેવળજ્ઞાની મુનિને નમન ાર ક વાને માટે આવેના દેવતાઓ Cચે સ્વરે જય જયારવ ક ગે પછી દુ દુભિનો નાદ અને દિ ય Cદ્યાત કરીને સુખી એવા દેવતાઓ તે મુનિની સન્મુખ જે ીને ધર્મદેશના સાભળશે ( આ દુ દુભિ આદિના શબ્દો સાભળીને ) ત્યા આવેલો તે ગામનો ઠાકોર, અગણિત દેવોના સમૂહ આવીને બહુ માન કરે છે છતા કિચિત્ પણ ગવ કરતા નથી એવા તે મુનિને જોઈને ઘણીવાર સુધી ચિત્તમા વિસ્મય પામીને વિચાર કરશે કે " અહો ! મહિ માના મ દિરરૂપ જે ધમને ધન્ય છે! સ્વપ્નને વિષે પણ અમોને એક પણ દેવત પ્રગટ દશન વતુ નથી તેવા પ્રત્યક્ષ લાખો દેવો વગર બોલા વે આ જૈનમુનિની સેવા કરે છે કમરાજના થોડા લાભથી પાપ અમે મિથ્યા મહિમા ી વઈએ છીએ ત્યારે અહો! દેવો પણ કિ કર છતા આ મુનિ પ્રશાત ચિત્તવાળા છે નિરૂપમરૂપ, વણન ક વા લ યક લાવણ્યના, અને નિવિડ યુવાવસ્થા છતા પોતાના આ માને આવા ઉ વના અર્થી મુનિએ તતના કષ્ટમા સ્થાપન ક્યો છે '' આ પ્રમાણે મનમા વિચાર કરીને Cલ્લસિત પરિણામવાળો અને નિ ર મનવાળો તે ઠાકોર અન ત સત્ત્વવાળાતે મુનિને નમસ્કાર કરીને યથાયો ય સ્થાને બેસશે પછી એ મુનીંદ્રની નિદોષ દેશનાનુ પાન

વાર ધ્રવણ કરવાથી તેને એટલે બધો સંતોષ થશે કે તે દેવોમાં અને પોતામાં કાંઈ પણ તફાવત નથી એમ માનશે અર્થાત્ દેવો અમૃતપાન કરે છે તે કરતાં આ દેશનામૃત અત્યંત વિશિષ્ટ છે કે જેનું મેં પાન કર્યું છે તેથી દેવો કરતાં મારામાં કાંઇ પણ ન્યૂનતા નથી એમ તે માનશે દેશનાને અંતે તે ઠાકોર મુનિરાજને પૂછશે કે " હે મુનિશ્રેષ્ઠ ! તમને જોવાથી એક ક્ષણમાત્રમાં વચનથી કહી ન શકાય તેવું આશ્ચર્ય હું પામ્યો છું પરંતુ હે મહારાજ ! તમે કોણ છો, કયાંથી આવ્યા છો અને આ લક્ષ્મી કેવી રીતે પામ્યા છો? આનું તમારૂં વૃત્તાંત કહીને મારા જેવા જીવ ઉપર અનુગ્રહ કરો કદાચ તમારાં વાણીવડે હું પણ ઉત્સાહ પામું, કારણકે આ (તમે પામ્યા તે) લક્ષ્મી મેળવવા માટે ઉત્તમ પુરૂષોના ચરિત્રનું સાભળવુ એ ખરેખર લાભ થાય છે" આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળીને તે શ્રેષ્ઠ મુનિ મોગરાની કળીઓ સદૃશ દાંતની દ્યુતિની સાથે વાસ કરનારી વાણીવડે કહેશે 'હે રાજન ! તમે હમણાં મને જે પ્રશ્ન પુછ્યો તેનો ઉત્તર હું આપુ છું પરંતુ એ હેવાલ ઘણો મોટો છે, માટે શાંત ચિત્તવાળા થઈને સર્વ સાંભળો "

**શ્રી જયશેખરસૂરિ વિરચિત પ્રબોધ ચિંતામણિ ગ્રંથમાં શ્રી પદ્મનાભ તીર્થંકરનું ચરિત્ર અને ધર્મરૂચિ મુનિના વર્ણન સહિત બીજો અધિકાર સમાપ્ત થયો.**

## ત્રીજો અધિકાર

આદિ અને અંત વિનાની અનંત જીવોથી શોભિત અને સ્થિર વાસ કરવારૂપ રસે કરી ઉલ્લસિત છે લોકો જેને વિષે એવી અસાર નામની નગરી છે જેને વિષે ઉત્તમ, મધ્યમ અને જઘન્ય લોકોને રહેવાને નરક, સ્વર્ગ, મનુષ્ય અને પાતાળરૂપ વાસ સ્થાન પાડેલ સારા મકાન છે જે કોઈ દેશ, નગર, ગામ, બાગ, નદી અને પર્વતો થઈ ગયા, વિદ્યમાન છે અને આગળ થશે તે સર્વ આ અસારનગરીના ખુણાના એક ભાગમાં રહેનારા છે અર્થાત્ સંસાર નગરી ઘણી મોટી છે આ નગરીમાં કુંથુવાથી લઈને ઇંદ્ર પર્યંતના જે કોઈ જીવો છે તે સર્વ આ નગરીમાં પ્રભુતા ભોગવવાના અધિકારી છે અહો! તે નગરીમાં સૌભાગ્ય સંપૂર્ણ એવું રહેલું જ જણાય છે કે અનેક અનર્થો તેમાં દેખાતા છતાં પણ લોકો તેમાં રહેતા ઉદ્વેગ પામીને નાસી જતા નથી ક્લેશ ભોગવતા છતાં પણ પોતાના ઘરને નહીં મૂકતા નિગોદના જીવો નગરના બીજા જીવોને પણ સ્વસ્થ ને સ્થિર રહેવાનું શીખવે છે બીજા નગરોને વિષે પ્રાયે ઘરોનો ક્ષય દેખાય છે, પણ જેમાં ઘરોનો ક્ષય થતો નથી એવી આ અસારનગરીમાં લોકો નિરંતરપણે વસે છે વળી તે નગરીમાં સમુદ્રો કુંડોની માફક, મેરૂપર્વતો ક્રીડા કરવાના પર્વતની માફક, આકાશ ચંદરવાની માફક અને તારાઓ મોતીના લટકણીઆ માફક અલંકરણ કરે છે (દેખાય છે) તે નગરીનું ઇંદ્ર પણ જેને એક એક દેખી શકતો નથી એવો કોઈ એક લોકનાયક મહારાજા પાલન કરે છે આ મહારાજાના જે ગુણો છે, તેમાં કેટલાક અત્યંત

પામે છે ( સેવે છે ) તે કમનહિત હોય છે ત્યાસુધી પૃથ્વી, સ્વર્ગ, જળ અને સ્થળમા વિલાસ કરે છે અને કર્મરહિત થાય છે ત્યારે લોકાગ્ર ( સિદ્ધાવસ્થા )ને પામીને ફરી આ સંસારનગરીમા આવતો જ નથી જેમ કાષ્ઠમા અગ્નિ, તલમા તેલ, દહીંમા ઘી, માટીમા સોનુ અને દૂધમા પાણી રહ્યુ છે તેમ તે શરીરમા રહ્યો છે

'હુ' એવી પ્રતીતિથી જાણી શકાતો, ( ન સારી આત્મા ) ત્રણે કાળમા સક્રિય ( ક્રિયા કરવાવાળો ), ઇન્દ્રિયને અગોચર, અનતપ થવાવાળો, કર્મનો કર્તા અને તેનો ભોક્તા, જ્ઞાનમય, દેહથી જુદો, અસખ્યાત પ્રદેશવાળો, આદિ અનત રહિત અને ( ઉત્તમ ) યોગી ઓથી જ જાણી શકાય એવો સ્વરૂપવાળો આ આત્મા (મહારાજ) છે જેમ અધારી રાત્રિમા દીપક ઘરમા પ્રકાશ કરે છે, તેમ લોકને વિષે રહેલા સમસ્ત પદાર્થોને આ આત્મા પ્રકાશિત કરે છે જેમ સેનાનો અધિપતિ સેનાના અગોને અને સુતાર રથના અગોને જોડે છે, તેમ તે ( આત્મા ) પાચભૂતો ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ )ને યથાર્થ રીતે જોડે છે જેમ નેત્ર વિના મુખ અને તેજવાન ચદ્ર વિના આકાશ નિશ્ચે શૂન્ય લાગે છે, તેમ ચૈતન્યથી શોભતા આ મહારાજ ( આત્મા ) વિના સર્વ જગત શૂન્ય છે

સ્વામીના વિયોગદુખની ... તજુ અને વિવિધ પ્રકારના રૂપે કરી સ્વામીને રજન કરનારી આ ( મહારાજ )ને ચેતના નામની રાણી છે સવિત્તિ ઉપલબ્ધિ, સવિત્, ચિદ્ ચેતના, પ્રજ્ઞા અને આત્મજ્યોતિ- આ સર્વ ચેતનાના એકાર્થ વાચક નામાતરો છે અજન વિનાનુ, ઉજ્જ્વળ, દિવ્ય, અપ્રતિપાતિ ( આવ્યુ ન જાય તેવુ )

ન ચા ન કર્યો, એમ વિચારીને દુર્બુદ્ધિના આસક્ત થયેલા હું મરા-જાની કમગ્ગ સેવાને પ્રશ સા ૨ે છે અનુક્રમે તેજ સ નારનગરીમા રહેનારી, કામણાદિ પ્રયો ાની જાણ અને વિષયાદિ ભોગવવામા પ્રવીણ માયા નામની સ્ત્રી એ હ મગજાની ભોગપ ી ( રાખેલી સ્ત્રી ) થઈ માયા ન્મપરિણતિ, પ્રકૃતિ, આડમી નગણ અને આત્માને બાધનારી નિકાચના નામે દોરડી–આ શબ્દો માયા સ્ત્રીના નામાન્તર છે અનુકૂળ કરવાવાળી, શઠ્ઠતાથી ભરપર, કલ્લોલની માફક ચપળ, વિનાશરૂપ વેલડીના વન તુ ય અને ભમની ઉત્પત્તિ કરવામા સોળ વર્ષની રમણી સરખી તે માયાએ નિરતર મીઠા વચનોએ કરીને રાજાને એવો વશ કર્યા કે ન ક્ષણમાત્ર પણ તેને પોતથી દૂર કરતો ન હતો સ્રાથ સાધવામા તત્પર અને નિરતર રા જાના શરીરમા રહેવાવાળી તે માયા સ્ત્રી માનરે આત્મ સદ્બુદ્ધિ અને દુર્બુદ્ધિ બ નેના કહેવા અનુસાર વર્તવા લાગી જ્યાર તે સદ બુદ્ધિને મળે છે ત્યારે સાધુપણા ( ઉત્તમતા )ને પામે છે અને જ્યાર દુર્બુદ્ધિને મળે છે ત્યારે તે દુષ્ટતાને પામે છે જ્યારે તે સુખસમાધિમા રહે છે ત્યાર પુણ્યરૂપ સોનાની સાકળે ક્રી ચેષ્ટા કરે છે, અને જ્યારે દુ ખિતપણે રહે છે ત્યાર પાપરૂપ લોઢાની સા ળે ક્રી પોતાના સ્વામી સાથે ચેષ્ટા કર છે જ્યા તે પુણ્યની સાથે જોડાય છે ત્યારે 'હું મહા કુલીન [ ઉત્તમ કુળવાન ] છુ, હું ધનાઢ્ય છુ, હું રૂપવાન છુ' એમ કહીને ગ ત અહ કાર કરે છે, અને જ્યારે તે પાપની સાથે જોડાય છે ત્યારે 'હું નીચ કુળનો છુ, હુ નપુ સક છુ હું વિયોગી છુ, હુ રોગી છુ' એમ કહીને રાક દીનપણાનુ આલ બન કર છે ઘણો ગર્ગ દેખાડ્તી, હસતી અને ક્રીડાના કારણભૂત

પુત્ર છે એમ પંડિતો પણ જાણી શક્યા નહીં સ્વભાવથીજ મલિન અને વજ્રની માફક દૃઢ શરીરવાળો મોહ કારણ વિના લોકો ઉપર વેર ધારણ કરતો અને પોતાના પિતાનો પણ દ્રોહ કરવા લાગ્યો ત છતાં પણ બન્ને સ્ત્રીઓને વહાલો હોવાથી ત પિતાને પણ વહાલો થયો, તેથી નિરંતર તેને ખોળામાં રાખીને મન રાજા તેનું ય નપૂર્વક પા લન કરવા લાગ્યો પામ (ખસ)ના રોગવાળો રોગથી આતુર થઈ (ખરજ ખણતાં મીઠી લાગે છે પણ) ખરજ ખણવાથી વિકારની વૃદ્ધિ કરે છે, તેમ આ મોહ પરિણામે ભય કર દુઃખ દેવાવાળો છે છ તા પણ (તત્કાળ સુખરૂપ દેખાવાથી) હંસરાજ તેને પુષ્ટ કરવાને માટે મનવા લાગ્યો માયામાં આસક્ત થયેલા હંસરાજાએ પોતાનું ઐશ્વર્ય જનક્રીડામાં આસક્ત થયેલ રાજાની માફક અજ્ઞાતપણે નાશ પમાડ્યું અર્થાત્ નાશ પમાડ્યું અનુક્રમે દિવસે દેખાતા ચંદ્રની માફક પોતાના તેજથી ભ્રષ્ટ થયેલ હંસરાજા મંત્રીઓને શોચ કરવા લાયક થયો ખરાબ આચરણવાળી સ્ત્રીનો આદર કરીને મનુષ્યો શું અનર્થ ઉત્પન્ન નથી કરતા? અર્થાત્ સર્વ અનર્થ ઉત્પન્ન કરે છે સદ્બુદ્ધિવડે પોતાના સ્વરૂપનું સારી રીતે ચિંતવન નહીં કરતો તે (હંસરાજા) ઘેલાની માફક વિચાર વિના આમતેમ ફરવા લાગ્યો તેથી મૂઢ, મંદ, આળસુ, મુંગો, પાંગળો, આંધળો અને બહેરો ઇત્યાદિ ખરાબ વાણીથી લોકો તેને બોલાવવા લાગ્યા *

---

* જ્યારે આ જીવ સદ્બુદ્ધિને મૂકીને અસદ્બુદ્ધિ, માયા, મોહ વિગેરેને આધીન થઇ માઠાં કાર્યો કરી અનેક ગતિઓમાં ફરતાં નાના પ્રકારનાં દુઃખોનો અનુભવ કરે છે, ત્યારે લોકો તેને મંદ, આળસુ, મુંગો, આંધળો, બહેરો વિગેરે નામથી બોલાવે છે

હું કાણ છુ, મારા માટે ગેરહાજર કરૂ છુ, ક્યાથી આવ્યો છુ અને ક્યા જઇશ ? ઇત્યાદિનો વિચાર કરનાર સત્બુદ્ધિ, પાણીની જેમ ચડાળનો સ્પર્શ ન કરે તેમ આ હંસરાજનો કોઇ વખત પણ સ્પર્શ કરતી નહોતી અનત, પાતાળ, ધુળ, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ વિગેરે એકેન્દ્રિયમા અનત ભવો પર્યંત આ માયા સ્રીએ તેને ભમાવ્યો પછી કૃમી કોડા, કુથુઆ, કીડી, ધર્ણીઆ વીંછી ઇત્યાદિ વિકલેન્દ્રિયોમા પણ તે ( માયા સ્રી ) ને વશ થઇને ઘણો કાળ ફર્યો પછી ગધેડા, માછલા, દેડકા, શિયાળ, કાગડા, સર્પ અને ગરોળી પ્રમુખ તિર્યંચ પચેન્દ્રિયને વિષે પણ તે (માયા) સ્રીએ તેને ઘણો કાળ ભમાડ્યો તેના આદેશથી પરાધીન એવો હંસરાજ નરકમા પણ ગયો ( સત્ય છે કે ) નાયકાના પ્રેરવાથી પાદકુ મસુડને વિષે પણ પડે છે સત્બુદ્ધિ અવકાશ મેળવીને હંસરાજને મળી ન જાય તેટલામાટે જે જે ઠેકાણે તે જતો તે તે સર્વ ઠેકાણે તે ( માયાસ્રી ) તેની પાસેજ રહેતી જોકે હંસરાજનુ ઘણુ પ્રેમબધન તો છેત્રી ( માયાસ્રી ) મા હતુ, અને સદ્બુદ્ધિમા તો ( પ્રેમબધન ) અાતરે આતરે હતુ, તોપણ ( અનુક્રમે ) ઉદ્ધાર કરનારાની માયાનું દુષ્ટપણુ જાણે કાઇક રાજાએ જાણ્યુ પણ રાજા વિદ્વાન હતો છતા દુરાચારવાળી માયા સ્રીને મુકવાને સમર્થ થયો નહીં ( સત્ય છે કે ) મસુડના પૂરમા હુબેલાને મૂકાવવામા કોણ સમર્થ થાય ?

આ પ્રમાણે અનેક ભવોને વિષે ભમી ભમીને વખેમાળુની માફક થાકી ગયેલા હોય તેમ અનત રાજાએ **માનવ નામના**

શહેરનો આશ્રય કર્યો, અર્થાત્ મનુષ્યપણું પામ્યો આ નગરમાં પ્રવેશ કરતાંજ તેને કર્મના યોગથી મન નામના બાળકની સાથે અકસ્માત્ મેળાપ થયો, અને તેથી તેણે ઘણાં સારાં શુકન થયાં એમ માન્યું ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા ભાવને આત્મામાં વ્યક્ત કરનારું કંગણું, જલદી ચાલવાવાળું, સંકલ્પ કરવાવાળું, પુદ્ગલોથી પેદા થયેલું, અતિ સૂક્ષ્મ, ઘણા દ્રવ્યોવાળું (ઘણા પરમાણુઓથી બનેલું), અળગણિત ગને મહાગળવાન-એવા મનને 'તે મારો પ્રધાન થશે' એમ ધારીને હંસરાજાએ અંગીકાર કર્યું પોતાના બળથી ગ્રહણ કરેલા જોઇતા આહારિક પુદ્ગલોવડે રાજાએ તે માનવ શહેરને અત્યંત વૃદ્ધિ પમાડવાનો આરંભ કર્યો.

આ માનવનગર પ્રાણરૂપ (પ્રાણ, અપાન સમાન, ઉદાન અને વ્યાન) પાંચ વાયુના સમુદાયરૂપ કુટુંબીઓથી મિશ્રિત છે, નાના પ્રકારના વ્યાપાર કરવામાં પ્રવીણ એવી પાંચ ઇંદ્રિયોથી વ્યાપ્ત છે, તેમાં નિરંતર વહન થતી ઇડા અને પિંગળારૂપ રાજમાર્ગ (ધોરી રસ્તા) છે અને કેવળ પુણ્યવાન્ જીવોથી જાણી શકાય તેવો સુષુમ્ણા નામનો એક સાંકડો રસ્તો પણ છે, તે અનુક્રમે લતાઓના આલેખ સરખી નાભિરૂપ કુંડથી શોભિત છે, તેમાં નવ દરવાજા છે, ઘણા કલેશથી રક્ષણ કરવા માટે ભુજારૂપ અર્ગલાઓ મજબૂત છે, કેશરૂપ વન તેમાં ફરતી રહી છે અને સાત ધાતુઓ (રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને વીર્ય) રૂપ પાડાઓ (મહોલ્લા) છે આ પ્રમાણે તે વસ્તુઓને શોભાવવાને લાયક આ માનવનગર કેટલેક કાળે નિષ્પન્ન પામ્યું રાજાની સન્માન પામેલું મન પણ પર્યાપ્ત (સમર્થ) થયું અને અનુક્રમે દેદીપ્ય

કરીએ જોઈએ કેમકે અતિ તૃષા લાગ્યા છતાં પણ કયો મનુષ્ય ચંડાળના કુવાનુ પાણી પીએ? ખરાબ આચરણવાળી આ માયા શ્રી મોક્ષના અભિલાષી જીવોને પણ બંધનનુ કારણ છે, કારણ વિનાની શત્રુ છે અને તરના માણસને ડુબાડવામા તત્પર છે આ તનારી માયા શ્રીને તમેજ પ્રગટ કરી છે, તમેજ વૃદ્ધિ પમાડી છે અને તમેજ પોતાની સ્ત્રી બનાવી છે, તમારા આવા આચરણથી જે નાસ્તિક મતનો આશ્રય કરવાવાળા છે તે ગાજે બળસહિત નાટક કરે છે દ્વેષના સંગમા લાગએની આ માયાને તમે તે નાસ્તિક મતમાજ પુષ્ટ કરી છે તે કુતરીને મારી સાથે સાધર્મ્યતાના ઘરરૂપ શામાટે કરો છો? અર્થાત્ તેને અને મને સરખી કેમ ગણો છો? આ ધૂતારી મધના બિંદુની ઉપમા તુલ્ય વિષય સંબંધી સુખ આપીને પાછી તમનેજ ઘોર‌ની નરકરૂપ કુવામા દેખી દે છે તે તો તમે જાણતાજ નથી કે મહા પરાક્રમી પુરુષો! આ દુષ્ટ સ્ત્રી તમને બાંધીને ત્રણ લોકમા ભમાવે છે શું આવી પણ તમને શરમ નથી વતી? આ માયાનુ તમે અયત્નથી પોષણ કરો છો, ત્યારે તે તો ઉલટી તમને બાંધે છે આના ઉપર ઉપકાર કરવાની તમારી ઇચ્છા સર્પને દૂધનુ પાન કરાવવા જેવી છે માટે, અગ્નિજ્વાળા અને વિષવલ્લીની નાફક વૃદ્ધિ પામેલી આ દુષ્ટ સ્ત્રી તેના વધારનારને અનેક પ્રકારની પીડા કરે છે સરોવરથી જેમ વાદળાની ઉત્પત્તિ, અમૃતના કુંડથી ઝેરની ઉત્પત્તિ, સૂર્યથી અંધકાર થવો, ચંદ્રથી જેમ અગ્નિ વરસવું, સમુદ્રથી જેમ ધૂળના ઢગલાની ઉત્પત્તિ અને પથ્ય ભોજનથી જેમ રોગની ઉત્પત્તિ તેમ પરબ્રહ્મ સ્વરૂપ એવા તમારાથી આ કર્મનો ઉપદ્રવ સંભવે છે

વિવેચન—ઉપરના દૃષ્ટાન્તોમા ન થવાની વસ્તુની જેવી રીતે
ઉત્પત્તિ બતાવી તેમ તમારાથી કર્મની ઉત્પત્તિ જે ન થવી જો
ઇએ તે થઈ છે

સંસારના પ્રારભથી અર્થાત્ અનાદિકાળથી તમારી પા
છળ લાગેલી અને સ્વચ્છદે વર્તવાવાળી આ માયા વેશ્યાની
માફક તમને કપટે આથી ઉત્પન્ન કરે છે તેને અનુસરતા છ
તા પણ તમે જાણતા નથી આ માયા સ્ત્રીમા સત્કાર વગેરે
રણ કરવામા કુશળપણું મળેલુ છે જો તેમ ન હોય તો શા હેતુ
થીને પણ તમે હિતકારી કેમ માનો ? કમળતનુ ઉરો, તૃણ
ધાન્યનુ ભોજન, રેતીનુ ઘર, બાળ પુરુષની પ્રતિજ્ઞા અને અ
સતીનો સ્નેહ—આ બધા સ્થિરતા વિનાનાજ હોય છે અર્થાત
એમા સ્થિરતા હોતી નથી વેશ્યાની માફક ( આ ) જેમ
પ્રથમ મધુર આલાપ વડે લોભ પમાડીને અને ( જ્યારે પુરુષ
ધનથી ખાલી થાય ત્યારે ) વિડબના પમાડે છે તેમ આ માયા
સ્ત્રીએ (વેશ્યાની માફક) કયા ગુણવાન પુરુષોને પણ વિડબના
નથી પમાડી? અર્થાત્ સર્વને વિડબના પમાડી છે અરે! ત્રિ
ભુવનને રક્ષણ કરવામા સમર્થ તમારૂ તેજ કયા ગયુ? ઇન્દ્રને
પણ દુર્લભ એવુ તમારૂ ઐશ્વર્ય કયા ગયુ? પ્ર નથા એવડી કે
રેવી ગુણરૂપી લક્ષ્મી કયા ચાલી ગઈ? હે સ્વામી! આ પ્રપ
સ્ત્રીએ તે સમગ્ર વસ્તુઓનો નાશ કર્યો છે એમ તમે સમજો
વળી (સ્ત્રીઓ કેવી છે?)

'સ્ત્રી કાષ્ઠ વિનાની અગ્નિ છે, પાણી વિનાનો પ્રવાહ છે
નામ વગરનો રોગ છે, અગ્નિ વિનાનો તાપ છે, લોઢા વિનાની

આગ છે, સાંકળ વિનાનું બંધન છે, ધૂળની વૃષ્ટિ વિનાનું માવરણ છે, દારૂ વિનાનું મદસ્થાન છે, રાત્રિ વિનાનો અંધકાર છે અને દોર વિનાનો પાશ છે' સ્નેહથી ઘેલા થએલ પુરૂષોએ આદર કરેલી બીજી ( સામાન્ય ) સ્ત્રીઓથી પણ તેના બંને ભવ ( આભવ તથા પરભવ ) નાશ કરેલા દેખાય છે તો હે બુદ્ધિમાન્! આવી માયાસ્ત્રીનો આદર કરવાથી બને ભવનો નાશ થાય તેમા તો કહેવુંજ શું? આ (માયા) સ્ત્રીના ભયથી પ્રાયે હું તમારી પાસે રહેતી નથી, અને કદિ જો રહું છું તો માત્ર એક છાયાપણે રહું છું પણ પ્રગટપણે રહેતી નથી આ માયાનો જે મોહ નામનો પુત્ર છે તે નિશ્ચે તમારો દ્રોહ કરનારો છે હે સ્વામી! હું નથી જાણતી કે એના કયા ગુણથી તમે તેના ઉપર રાગી થાઓ છો? વળી આ માયાએ તમારી દુર્બુદ્ધિ નામની સ્ત્રીને વશ કરી છે, તે નિર્મળ મનને મલિન કરનાર દુર્બુદ્ધિનો પણ તમને સ્વીકાર કરવો ઉચિત નથી સ્ત્રીને વિષે વૈરાગ્ય તુલ્ય આ માયાનો તમે હજુ પણ ત્યાગ કરશો તો રાહુથી મુક્ત થયેલ ચંદ્રની માફક તમારૂ તેજ તમે ફરીથી પાછું મેળવશો"

આ પ્રમાણે સદ્બુદ્ધિની શિક્ષારૂપ વાણીથી હંસરાજને અમૃત તો થઇ પણ તે આપદાથી ભય પામી હોય તેમ અર્ધક્ષણ પણ સ્થિર રહી નહીં તેથી મદોન્મત્ત હંસરાજએ ( ફરીથી ) અંધકારરૂપ માયાનો સ્વીકાર કરવાથી ( રાત્રિને વિષે ) [૧]મૃણાલીની માફક સદ્બુદ્ધિ મ્લાન મુખકમળવાળી થઇ ગઇ

---

૧ કમલ.

## હવે સદ્બુદ્ધિ પુરૂષોની નિંદા અને સ્ત્રીઓની સ્તુતિ કરે છે

પુરૂષો વચન બોલવામા કઠોર હોય છે, અને વળી હૃદયમા નિ ય હોય છે જ્યારે તેઓ વધારે ક્રોધાયમાન થવા હોય, ત્યારે પ્રમવડે અથવા સ્તુતિવડે પણ તેઓ રોકી શકાના(શાન્ત કરાતા)ન થી સ્ત્રીઓ નિશ્ચ કોમળ હૃદયની હોય છે, અને પુરૂષો પ્રાયે રૂત (સ્નેહ વિનાના) હૃદયના હોય છે, એ વાત ખોટી નથી જુઓ, નદીઓ સમુદ્રને સ્વાદિષ્ટ (મીઠુ) પાણી આપે છે, ત્યાં સમુદ્ર ન દીઓના મોમા ખારૂ પાણી નાખે છે (ભરતી આવે છે ત્યારે નદી ઓના મુખમા ખારૂ પાણી થાય છે) જ્યારે આનો મોટા મનવા ળો મના । મૂકે છે ત્યારે (એમ નિશ્ચય થાય છે કે) પવિત્ર આચાર-રવાળાઓને પણ તે ભવિતવ્યના દુ ખે ઓળગી શકાય તેવી છે આ પ્રમાણે વિચાર કરીને સદ્બુદ્ધિ રૂપ ની(લોક)ની શ ઢાથી અ શ્ય થઇ ગઈ, કેમકે ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો તે સદ્બુદ્ધિનુ મુખ્ય લક્ષણ છે

તે (સ બુદ્ધિ)ને નહીં દેખવ થી માયા ઉગ્રી(વધારે) ઉન્માદ ક રવા લાગી **સૂર્યની પ્રભા દૂર થવાથી શુ ગત્રિ અહકાર નથી કરતી?** અર્થાત્ કરે છે પછી શ કારહિત માયાએ પોતા ના સ્વામીના આખા શરીરને એવી રીતે આલિ ગન કર્યુ કે આ બ ન્નેનો દૂધ અને પાણીની માફક ભી નકુલ ભેદ રહ્યો નહીં તે (માયા-સ્ત્રી)ના આલિ ગનના સુખને પ્રગટ કરવાને તત્પર થયેલો હ સરા જા નિરતર તેનાજ રાગની વિશેષ વૃદ્ધિને માટે પ્રવર્ત્તવા લાગ્યો 'આ મા યા રાજાને અ ય ત પ્રિય છે' એમ મારી જીને નિર્ણય કરીને

બુદ્ધિમાનોમાં મુખ્ય એવા મને પણ તેનીજ એવા કરવી ગાઢ કરી હવે મન નિરંતર જીત કાર્ય મૂકીને માયાની તુષ્ટિ, પુષ્ટિ, બળ અને તેજ જેમ વૃદ્ધિ પામે તેવા પ્રયત્ન કરવા લાગ્યું મહારાજા મનને માયાએ પણ કેટલીક લક્ષ્મી આપી એનકોને વિષે જે પુરૂષ બંધમુઠ્ઠીવાળા (કૃપણ) હોય છે તે શું એવાને માટે લાયક છે? અર્થાત્ નથી માયાની પ્રેરણાથી હરરાજાએ મનને પોતાનો પ્રધાન બનાવ્યો માયે સ્ત્રીના પક્ષના માણસોને ધનાઢ્યો વૃદ્ધિ પમાડે છે

હવે કોઈ અવસરે કામ(વિષય)થી આકુળ થયેલા મને સ્ત્રીને અંગીકાર કરવાની ઇચ્છા કરી (કોઈ શંકા કરે કે મન તો નપુંસક છે તેનો ઉત્તર આપે છે કે)—મન એવો શબ્દ બોલવામાં નપુંસક લિંગે છે, પણ પરમાર્થથી મન નપુંસક નથી મનની એવી ઇચ્છા થવાથી નિરંતર ભર્તારની નજીક રહેવાવાળી દુર્બુદ્ધિએ ચપળ સ્વભાવવાળી પ્રવૃત્તિ નામની પોતાની પુત્રીને ચપળ મનની સાથે પરણાવી પ્રવૃત્તિ [ મનપ્રધાનની સ્ત્રી ] નિરંતર મોહને વિષે સ્નેહની વૃદ્ધિનો વિચાર કરતી હતી, કારણ કે માયા અને દુર્બુદ્ધિથી આ પ્રવૃત્તિ જુદા વિચારવાળી નહોતી એક દિવસે હરરાજાની પાસે આવેલી સદ્બુદ્ધિ આ ત્રણે સ્ત્રીઓ [ દુર્બુદ્ધિ, માયા અને પ્રવૃત્તિ ] ને જોઈને વિચારવા લાગી કે “ જગતની અપૂર્વ ભક્તિ કરવાવાળો સરખા ગુણવાળી સ્ત્રીનો સમુદાય ખરાબ મળ્યો છે જગતનું નિકંદન કરવાને માટે કાળના જોરથી કર મધુરતાવાળી આ ત્રણે સ્ત્રીઓ પણ ભરણી, ભદ્રા અને યોગિનીની માફક એકઠી મળી છે પોતાના સ્વરૂપને નહીં જાણનારો રાજા

મારી શિખામણ તો કોઈ દિવસ સાંભળતોજ નથી, અને આ સ્ત્રીઓના કામણ કરવાથી પોતાને [ ગુણોથી ] સંપૂર્ણ જુએ છે, જે અધિકારને મનપ્રધાન હમણા અંગીકાર કરે છે તે [ મનપ્રધાન ] ને પણ આ સ્ત્રીઓએ ચળાવેલ [ ફેરવેલ ] હોવાથી આગામી કાળમા તેનુ સ્થિરપણુ હુ જોતી નથી જ્યારે મારો ગૃહસ્વાશ્રમજ આવો થયો ત્યારે હુ શુ કરૂ? અને શુ બોલુ ? આ ઘરની છાની વાત વિચારતા પણ મને લજ્જા આવે છે આજ કારણથી જો મારાથી પેદા થએલ નિવૃત્તિ નામની મારી પુત્રીને આ મહા અમાત્ય [ મન ]-ની સાથે પરણાવુ અને કદાચ તેને કોઈ પુત્ર થાય તો તે ક્લેશમા ડુબેલા આ પોતાના માતામહ [ હંસરાજા ] નો ઉદ્ધાર કરવામા સમર્થ થાય, અને તેજ આ બન્ને સ્ત્રીઓના વેગને રોકવાને પણ સમર્થ થાય” આ પ્રમાણે વિચાર કરીને ‘ તુ મારા સ્વામીને ઘણો વહાલો છે ’ એમ પ્રધાનને કહીને સદ્‌બુદ્ધિએ નિવૃત્તિ નામની પોતાની પુત્રીની સાથે મનપ્રધાનનો વિવાહ કર્યો ત્યારથી જેમ પૂર્વ અને પશ્ચિમ દિશા સૂર્યની સેવા કરે છે, તેમ જુદા જુદા સ્વભાવવાળી પ્રવૃત્તિ અને નિવૃત્તિ નામની બને સ્ત્રીઓ વારાફરતી સ્વામીની સેવા કરવા લાગી દરિઆણાના વેપાર કરવાવાળા પુરૂષને જેમ પ્રાત સંધ્યા ક્રિયા [ દુકાન ખોલવી, કરિઆણા બહાર કાઢવા વિગેરે કાર્યો ] મા પ્રેરે છે અને સૂર્યાસ્ત સંધ્યા તે ક્રિયાની નિવૃત્તિ કરાવે છે તેમ પહેલી પ્રવૃત્તિ સ્ત્રી [ મનપ્રધાનને ] ક્રિયા કરવામા પ્રેરે છે ત્યારે બીજી નિવૃત્તિ સ્ત્રી તે સર્વ વ્યાપાર બંધ કરાવે છે અનુક્રમે પ્રવૃત્તિએ દુર્બુદ્ધિની સાથે અને નિવૃત્તિએ સદ્‌બુદ્ધિની સાથે

[ મન પ્રધાનનો ] મેળાપ કરાવ્યો, અને કાકાક્ષિગોલક [ કાગડાની આખના ગોળાનો ] ન્યાય પોતાના સ્વામીને શીખવ્યો *

દુર્બુદ્ધિએ માયાની સારી રીતે ભક્તિ કરી, એટલે તે દાભિકી માયાએ પોતાના પુત્ર મોહની સાથે પ્રધાનને મિનાઇ કરવી અને તે [ પ્રધાન ] ને કહેવા લાગી કે—" હે પ્રધાન! તમે ભાગ્યવાન છો કે પ્રવૃત્તિ જેવી સ્ત્રી તમને મળી છે કેમકે પ્રાયે ગુણવાન્ પુરૂષોને પણ સરખા ગુણવાળી સ્ત્રી મળવી દુર્લભ છે વિલાસવાળી, પ્રેમસુરત અને કપટયુક્ત કાર્યમા પણ ખેદ નહીં પામનારી પ્રવૃત્તિના જેવી સ્ત્રી મેં પૃથ્વી ઉપર જોઈ નથી હે સ્વચ્છ! સદબુદ્ધિથી જન્મેલી જે આ નિવૃત્તિ કન્યા તમે પરણ્યા છો તે તો સ્વભાવથીજ આળસુ, ક્રિયા રહિત અને દુનિઆથી વિલક્ષણ સ્વભાવની છે તમે યુવાન છો, તેમજ બળવાન્ છો, માટે તે [ નિવૃત્તિ ]મા આદર કરવો એ તમને ઉચિત નથી પૃથ્વીનો ભાર ઉપાડવામા સમર્થ શેષનાગને [ શરીરનુ ] ચક્રને આમર મડપ કરવામા શુ પ્રીતિ થાય? અર્થાત્ નજ થાય તમે [ પ્રધાનપણાની ] મર્દ મુદ્રા પામ્યા છો તો હવે સ્વજનવર્ગનુ રંજન કરવાવાળા થાઓ પોતાની સરખા ગુણ વિનાના માણસની સાથે આસક્તિ કરવી તે મહત્વના ભગને માટે થાય છે આ મોહ ગજબીજ છે મે તેને જન્મ આપ્યો છે હુ તેને તમને સોપુ છુ આ દુર્બળ છે તોપણ તમે અને તમારી સ્ત્રી બને તેને

---

* કાગડાને આખના છિદ્ર બે હોય છે, પણ જોવાની શક્તિવાળો ગોળો એક હોય છે, તેથી આખોના ગોળો જેમ ફેરવવો હોય તેમ ફરે છે તેવીજ રીતે આ સ્ત્રીઓ જેમ મનપ્રધાનને ફેરવે છે તેમ તે ફરે છે

જ્યારે સ્વધર્મીને માટે મદદ આપવાનું કહેતાં પોતાની નિર્ધનતા પ્રગટ કરે છે (અર્થાત્ અમારી પાસે કાંઈ નથી એવો ઉત્તર આપે છે) કેટલાએક મણિને મૂકીને પથ્થરને અંગીકાર કરવાવાળાની જેમ (પંચ)પરમેષ્ઠી મહામંત્ર (નવકારમંત્ર)ને ગણવાની અરૂચિવાળા થઈને ક્ષુદ્ર મંત્રોનો વારંવાર પાઠ કરે છે. ધર્મકાર્યને વિષે સામાયિક અને પૌષધ એ બે અતિ ઉત્તમ છે, એમ જણાવનાર્વાળી કામદેવ આદિ શ્રાવકોની કથા સાંભળ્યા છતાં પણ તેને વિષે તેઓ આળસ કરે છે. વળી હાર અને વાર્તાવિનોદથી આખી રાત્રિ પસાર કરે છે, અને ધર્મ સાંભળવા માટે ગુરૂની પાસે બેસે છે ત્યારે નિદ્રાથી ઘૂર્ણિત થાય છે. હાસ્યના હેતુભૂત વિચિત્ર પ્રકારની કથા સાંભળીને પ્રફુલ્લિત મુખવાળા થાય છે અને વૈરાગ્ય ઉદાસીનતા કરવાવાળી કથાને રસ વિનાની જાણીને તે સાંભળવાને પણ ઇચ્છતા નથી. પુત્રે અંતરંગ ઇચ્છાએ વૈરાગ્યથી વ્રત લેવાની ઇચ્છા કર્યે સતે તેઓ શત્રુની માફક સાધુઓ ઉપર નીચ વચનોરૂપ ધૂળની વૃષ્ટિ કરે છે, પણ વિચારતા નથી કે 'અમારા જેવા બીજા ઘણા ધર્મરાજ અમારા પુત્રોને હણી જાય છે તેવા પુત્રોમાંથી એક પણ ગુરૂની સેવા કરે તો તે કરતાં વધારે પ્રાર્થના કરવા લાયક બીજું શું છે?' વળી 'ભોજન, ઔષધ, વસ્ત્ર, પુસ્તક, ઘર અને ઉપકરણ પ્રમુખ વસ્તુઓમાંથી જે સાધુને ઉપયોગમાં આવે તેજ સારભૂત છે' આ રીતિને તેઓ સમજતાજ નથી. પરસ્ત્રી, યુવાન અને ઉત્તમ કુળવાળી ધર્મપત્નીને તેઓ તૃણની માફક ગણે છે, અને કરોડો વિટ (જાર) પુરૂષોથી સેવાયેલી વેશ્યાને વિષે આસક્ત થાય છે. 'જે થવાનું હોય છે તે

થાયજ છે, તો જિનેશ્વર વિના બીજા દેવોને માનવાનુ મને શુ પ્રયો જન છે?' આ પ્રમાણે આફતને વખતે પણ ધીરતા ગખવાવાળા શ્રાવકો કલિકાલમા થોડાજ જણાય છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ—આ નવ તત્ત્વો *પ્રાયે તેઓ (કલિકાલમા ઉત્પન્ન થયેલા શ્રાવકો) જાણતાજ નથી

* જીવ-જેનામા ચેતન્ય છે તે ૧ અજીવ-જડ-ચૈતન્ય રહિત તેમજ જેમા રૂપ, રસ, ગધ અને સ્પર્શ છે તે જો કે દરેક મનુષ્યાદિકમા એ રૂપ રસાદિ દેખાય છે પણ તેથી તેઓ જડ છે, એમ માની ન લેતા તેમા વિવેકબુદ્ધિથી વિચાર કરવો કે જેમા રૂ પ રસાદિ છે અથવા જે રૂપ રસાદિમય છે તે પુદ્ગલ (શરીર) છે- શરીર છે તે જડ છે પણ તેમા રહેલો આ મા જે કે અરૂપી છે તે ચેતન્ય છે ૨ પુણ્ય-શુભ કર્મોનો વિપાક—આ તત્ત્વમા પુણ્ય કેવા કારણોથી બધાય છે તે જાણવાનુ છે ૩ પાપ-અશુભ કર્મનો વિ પાક—આમા પણ પાપ કેવા કારણોથી બધાય છે તે જાણવાનુ છે ૪ આશ્રવ-કર્મને આવવાના પ્રકાર ૫ સવર-કર્મને આવતા અટ કાવવાના પ્રકાર ૬ નિર્જરા-બાધેલ કર્મોનુ ઝરી જવુ—ખરી પડ વુ આ તત્ત્વમા કર્મનો નાશ કેવા ઉપાયોથી થાય છે તે જાણવાનુ છે ૭ બધ-કર્મોનુ જુદાજુદા રૂપમા પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ ને પ્રદેશપણે જુદાજુદા ફળ આપવા તરીકે બધાવુ ૮ મોક્ષ-સર્વથા કર્મોથી મુક્ત થવુ—પોતાના શુદ્ધ સ્વરૂપમા અવસ્થિત થવુ ૯ પાપ-પુણ્ય અને આશ્રવ આ ત્રણેને એક આશ્રવમાજ ગણતા સાત તત્ત્વો પણ કહેવામા આવે છે

જેઓની પાસે લક્ષ્મી અને મહત્વ (મોટાઇ, માન) છે તે ઓને વિડંબના પમાડવાને માટે કલિકાળે મિથ્યા ત્વ, વિરતિ(ત્યાગવૃત્તિ) ઉપર દ્વેષ અને કૃપાનમાં આસક્તિ કરવાનું શીખવ્યું છે આપો હિંસ ઘણા પ્રયાસવાળા આરંભો કરાવીને ધર્મકાર્યને અવસરે તેમના શરીરમાં તે શ્રમ (થાક) ઉત્પન્ન કરે છે ધર્મ સમાધિથી ઉત્પન્ન થાય છે એમ જાણીને સમાધિનો નાશ કરવા માટે ક્લેશની વિરલતાવાળા કળિકાળે પૃથ્વીને યુદ્ધના આડંબરવાળી કરી મુકી છે અર્થાત્ જ્યાં ત્યાં પરસ્પર ક્લેશ ઉત્પન્ન કરાવીને સમાધિનો નાશ કર્યો છે વળી કળિના માહાત્મ્યથી લોકોનું (ધન) લઇ લેવા માટે રાજાઓ રાક્ષસોના જેવા થયા છે, અને તેઓએ નિમેલા રક્ષણ કરનારા મનુષ્યો (અધિકારીઓ) ભક્ષણ કરનારા (લુંટીને ખાનારા) થયા છે વળી એ કળિકાળમાં પુત્રો માતાપિતાની સેવા કરતા નથી અને માતા પિતા પુત્રોનો વિશ્વાસ કરતા નથી સગા ભાઇઓ ધનની આશાથી માનેલા માની માફક અન્યોન્ય યુદ્ધ કરે છે સાસુ વિંછુની માફક વહુને થોડા અપરાધ પણ નિરંતર આનુ પડાવની કરીને દુઃખ આપે છે અને પુત્રી ઉપર કામધેનુ ગાયના જેવું આચરણ કરે છે પરિણામે તે વહુ પણ ઘરને વિષે પોતાને માલિક માનતી સાસુની સાથે સારી રીતે વર્તતી નથી, અને નદી જેમ પર્વતને ભેદે છે તેમ તીક્ષ્ણ વચનરૂપ જળવડે તે પોતાના સ્વામીને ભેદે છે (અર્થાત્ સ્વામીને પોતાને આધીન કરીને સાસુ ઉપરથી મન ઉતરાવી નાખે છે), મનુષ્યો પોતાના ગોત્રવાળાની સાથે ઇર્ષા કરે છે અને સાળાઓની સાથે

મિનાઇ ગાય છે, તેમજ સ્ત્રીને આધીન્ થઇને માતાને પણ કઠોર વચનો કહે છે સ્ત્રી મ ઋતુમા નરેશ્વરના પાણીની માફક કળિમ ળમા મનુષ્યોની પાસે ધન થોડુ હોય છે, અને તે પણ ઘણા આ ગ્રહ વાળુ, ઘણા ક્લેશવાળુ અને ઘણાને આધીન રહેલુ હોય છે અવસરે મેઘ વરસતો નથી અકાળે વૃષ્ટિ થાય છે અને ધનાઢ્યો સુપાત્રદાનથી પરાઙ્મુખ થઇ કુપાત્રમા પૈસો ખરચે છે ધર્મપ ત્નીમા પુરૂષોનો સ્નેહ વિષયવૃત્તિ જાત થાય ત્યા સુધીજ દેખાય કે ત્યાર પ નાનો સ્વામી ઉપર સ્નેહ પણ તે પોતાનુ ભરણપોષણ રે ત્યા સુધીજ જણાય છે આવી રીતે કળિકાળમા પ નોની અ ને સ્વામીની—બનેની ધૂર્તતાવાળી મિત્રાઇ છે સ્વાર્થની સિદ્ધિ થાય ત્યાસુધી મિત્રાઇ, ન કષ્ટ ન આવે ત્યાસુધી નિયમ, હૃદય મજ બુત રહે ત્યાસુધીજ સમ્યક્ત્વ અને પ્રસિદ્ધિનો લાભ મળે ત્યાસુ- ધીજ નારી ક્રિયા જણાય છે વળી આ કળિકાળમા શહેરો ગામડા જેવા, ગામ ઓ શ્મ નોના વાન જેવા, નગરના લોકો ગામડાના લોક જેવા અને ગામડાના લોકો ભૂત જેવા દેખાય છે કર લેવા વાળા ચોર જેવા, કુળવાન પુરૂષો ભાડ જેવા અને કુળવાન સ્ત્રીઓ પણ લાજ, પહેરવેશ અને હસવા પ્રમુખથી વેશ્યા જેવી દેખાય છે તેમજ પૃથ્વી થોડા અનાજવાળી, ગાયો થોડા દુધવાળી, વૃક્ષો અ લ્પ ફળવાળા, દેશો થોડી વસ્તીવાળા અને જળાશયો થોડા પાણી વાળા થયા છે, વાણી ઘણી પૈશુન્યતાવાળી (ચાડી ખાવી—આવી પાછી કરવી તે), પ્રજા ઘણી કન્યાઓવાળી, આજીવિકા ઘણા આ રભવાળી અને સુખ ઘણુ મૈથુન સેવવુ તે થઇ પડ્યુ છે, અહ

કાર વિનાનો તપ, દંભ વિનાનો ધર્મ, મ વિનાનુ વ્રત, કૃપણના વિનાની લક્ષ્મી અને વિકાર વિનાનુ યૌવન કળિકાળમા કયાથી હોય? (કોઈ જગ્યાએ દેખાતુ ન થી)

આ પ્રમાણે વનમા લાગેલ દાવાનળની માફક પૃથ્વી ઉપર કળિકાળ મત્સર પામીને વિસ્તાર પામ્યે અને એવો શુભાનંદે મેઘ સમાન કોણ હોય કે જે કળિકાળરૂપ અગ્નિને બુઝાવવામા નિપુણ નાને ધારણ કરે? અથાત્ એ અવસરે એવો કોઇ દેખાતો નહોતો એ વખતે ગુણોથી ગભીર અને વીર પરમા માની (જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ) લક્ષ્મીનો અત કરવાથી નમી કુમારપાળ રાજા પૃથ્વીતળને વિષે અવતર્યો. શ્વેતામ્બરાચાર્ય (શ્રીમદ્‌હેમચંદ્રાચાર્ય)ના ઉપદેશથી તે રાજા વિરામ શત્રુ(કામ)ને જીતવાવાળો થયો, મને (જિનેશ્વર ભગવાનના) દેરાસરના મિષથી તેણે પોતાના યશના ગુચ્છાઓ પૃથ્વી ઉપર વિસ્તાર્યા (અર્થાત્ અનેક જગ્યાએ દેરાસરો બધાવી પોતાનો યશ ફેલાવ્યો) શરીરમા મજ્જા પર્યત જૈનધર્મી એ રાજાએ અઢાર દેશને વિષે 'માર' એવો શબ્દ પણ બધ કરાવી દીધો, જેથી તે રાજા રાજર્ષિ (રાજા છતા મુનિ)પણે પ્રખ્યાતિ પામ્યો પતિ અને પુત્ર વિનાની સ્ત્રીઓના ધનની આશાથી પોતાને પુત્રની માફક ગણાવતા રાજાઓમા તે રાજા સતોષથી પતિપુત્ર વિનાની સ્ત્રીનુ ધન લેવુ મુકી દેવાથી રાજપિતામહ થયો.

નોટ–આ રાજા વખતમા એવો રિવાજ હતો કે ઘરનો માલિક પુત્ર વિના મરી જાય તો તેનું ધન સ્ત્રી વિદ્યમાન છતા તે(સ્ત્રી)ના નિવાહ જેટલુ રાખીને બાકીનું રાજાઓ હર્જ જના હતા કેમકે સ્ત્રી ન વારસદારની પા

છતા રાજ્ય વારસદાર છે એમ તેઓ માનતા હતા તે વારસદારમા પુત્રજ વારસદાર ગણાય પણ બીજાઓ નહીં એમ તેમના કર્તવ્યો ઉપરથી અનુમાન થાય છે આ રિવાજ કુમારપાળે બધ કર્યો

કાયર પુરૂષોના ધનનો ત્યાગ કરનો અને વીર પુરૂષોના પ્રાણને હરતો તે ધર્મયુદ્ધ કરવાવાળા વીર પુરૂષોમા મુગટ સમાન થયો મનુષ્યોજ ફક્ત તેને દીધાયુષી ઇચ્છતા હતા એમ નહિ પણ આખેટે મરવાના ભયથી મુક્ત થએલા હરિણ, પક્ષી અને માછલા પ્રમુખ પણ તેને દીર્ઘાયુષી ઇચ્છતા હતા તેણે માત્ર મનુષ્યોનેજ ધર્મમાર્ગમા જોડ્યા એમ નહીં પણ નીચ જાતિના દેવોને પણ જોરથી માંસની આશાનો ત્યાગ કરાવીને ધર્મમાર્ગમા જોડ્યા છે જન્મથી બળવાન્ અને પુષ્ટ શરીરવાળા કલિરાજને જાણીને ચૌલુક્યવંશનો ચક્રવર્ત્તી અને જ્ઞાની કુમારપાળ રાજા તેનો નાશ કરવાને ચાલ્યો. પછી બળવાન્ કલિકાળે પોતના સૈન્યના અગ્રેસર કરેલા દ્યૂત (જુગાર), મદિરા, માંસ અને શિકારરૂપ સુભટોને તે રાજાએ પ્રથમજ માર્યા (અર્થાત્ દ્યૂત, મદિરા, માંસ અને શિકાર—આ ચાર વસ્તુઓ પોતાના રાજ્યમાથી કઢાવી નાખી) કસાઇખાનું અને મદિરાની ભઠ્ઠી—આ નામની મોહરાજાની બે રાણીઓ જે કલિકાળના શરીરને ભોજન અને પાન દેવાથી હિતકારી હતી તેમને આ રાજાએ મૂળથીજ મારી નાખી (અર્થાત્ કસાયખાનાં અને દારૂની ભઠ્ઠીઓ રાજ્યમાથી કઢાવી નાખી) અમારી શબ્દ (કોઈ જીવને ન મારવો એવી રીતે દરેક સ્થળે જાહેર કરવુ) રૂપ ભાલાવડે આ રાજાએ કલિકાળને ભેદી નાખ્યો તોપણ તે અક્ષત શરીરવાળો

મને જોડવાથી દોષો પણ મનુષ્યોને ગુણરૂપ થાય છે

વળી આ સંયમશ્રી સ્નાન કર્યા વિના વિશુદ્ધ શરીરવાળી છે, આભૂષણ વિના મનોહર છે, આહાર વિના બળવાન્ અને વસ્ત્ર વિના પણ નારી જીને ઢંકાયેલી છે એ.ાત વિના આલિંગન કરનારી, મોહ ઉત્પન્ન કર્યા વિના સુખ દેવાવાળી, વાહન વિના સાથે ચાલનારી અને પ્રાર્થના કર્યા વિના પ્રીતિ ઉત્પન્ન કરનારી છે તે દેવ, દેવેન્દ્ર અને ઉપેન્દ્રની ઇચ્છાવાળી નથી, પણ ગુણના આગ્રહવાળી (ગુણાનુરાગી) હોવાથી શુદ્ધ આશય (પરિણામ) વાળાને વિશેષ આસક્ત થાય છે તેટલામાટે બીજી સર્વ સ્ત્રીઓ કરતા આ (સંયમશ્રી) પોતાના ગુણોથી જુદા જ સ્વભાવવાળી છે આની સાથે લોકોત્તર (ઉત્તમ) આચાર વિના કોઈપણ સંબંધ કરવાને લાયક નથી આતો (સંયમશ્રીએ) પહેલા પ્રતિજ્ઞા કરી છે કે 'જે પુરૂષ મોટી અગ્નિની જ્વાળાને પીનો નિષેધ જે તે મારી ઇચ્છા કરો' (અર્થાત્ તેની સાથે હું પરણીશ) માટ હે વિવેક! તને વરવાના મનવાળી મહુ માનેલા આ સંયમશ્રીને તુ જા અને વીરવૃત્તિથી તેને આનંદ પમાડીને તેની સાથે તુ જલ્દી વિવાહ કર ”

અર્હંતના આવા વચનો સાભળીને વિકસ્વર રોમરાયવાળો અને માન રહિત વિવેકમંત્રી જવાબ આપે છે કે 'હે નાથ! તમે સર્વજ્ઞ છો, તેથી હુ શુ બોલુ? હે પ્રભુ! કોમળ હૃદયવાળા મારામા શુ એવુ સામર્થ્ય છે? હે સ્વામી! આ મે ટાઇ હુ કેવળ તમારી સેવાથીજ પામ્યો છુ સ્વામી અતુલ બળવાન હોવાથી સેવકોને વિષે પણ બળ સંભવે છે, કેમકે ભાવનાચંદનના વ

નમા ઉત્પન્ન થયેલા લીમડો પણ ચન્દનપણાને પામે છે હે સ
ભાના લોકો ! સ્વામીના પગલીઓમા પગમાણ તુ ન મારાવડે
વીર પુરૂષોની કીર્તિનુ કુતૂહલ કરાય છે તે તમે જુઓ ' (આ પ્ર
માણે કહીને વિવેક અર્હંતની આજ્ઞાથી રાધાવેધ સાધે છે ) (રા
ધાવેધનુ વર્ણન) અનન્ત ભવના વિસ્તારરૂપ મણ્ડપને વિષે વિશિષ્ટ
(વિચક્ષણ) પુરૂષોના હૃદયને આધારભૂત સુદૃઢ આકૃતિવાળો મહા
દેવ નામનો સ્તમ્ભ છે તેને આધાર કરીને જમણી ગતિએ
વેગથી ફરવાવાળા આઠ કર્મ રૂપ આઠ ચક્ર (આરાવાળાને) આ
અર્ધ ઉપર કરે છે તે આઠ ચક્રોની પાસે દૃઢ સ્થિરતાવાળી તત્ત્વ
કળા નામની રાધા (પુતળી) છે તે નિરંજનપણી છે તોપણ મહા
રૂષોને વેધ્ય હોવાથી તે વેધ્યપણે પ્રખ્યાતિ પામેલી છે તે સ્તમ્ભના
નજીકના ભાગમા પૃથ્વી ઉપર અર્હંતોએ ગુરૂના સ્નેહથી ભરેલો
ઉત્તમ આચારવાળો સિદ્ધાન્ત નામનો કુંડ સ્થાપન કરેલો છે તે
ની પાસે જઈને જેના ઉપર સદ્ગુરૂ સુપ્રસન્ન થાય છે તેઓને
ધૈર્યતા નામના બાણસહિત આત્મચિંતન નામનુ ધનુષ્ય મ
ળે છે અમે પંડિત છીએ એમ માનનારા અનેક પુરૂષો (પૂર્વ
કાળમા) તે મહાસ્તમ્ભની પાસે આવ્યા હતા, અને દુઃખે આરાધન
કરી શકાય તેવી રાધાને વીંધવાને પોતાના મનરૂપ બાણ ફેંક્યા
હતા પરન્તુ પડી ગયેલા બાણોવાળા, ગળી ગયેલા માનવાળા અ
ને મહા પુરૂષોથી હાંસી કરાયેલા તેઓ પાછા વળેલા અને મૂઢ
ચિત્તવાળા થયા છતા નિરંતર પશ્ચાત્તાપ કરવાવાળા થયા છે હ
વે જગતના સ્વામી અર્હંતના ધ્યાનને વિષે એકાગ્રતાથી તત્પર

ાની માફક જોવામા ત પર ન્હેના નગરના લોકો પણ પરમ આ
નદ પામ્યા તે વખતે મોગની ઠનગીની નગી સન્ગી સવ ન
ાન પરિ યાગરૂપ ચાલીને સાધુઓમા શ્રેષ્ઠ વિવેક પોતાને સુખે
સુખપૂર્વક અગીકાર કરી (અથાત્ 'હુ સવ સ ગનો ત્યાગ કરૂ
છુ એમ વિવેક પાતાના મુખે પ્રતિજ્ઞા કરી) તેની નીરવૃત્તિ જોઈ
પ્રગટ ઉ ત્સુક થયેલી સ યમશ્રીએ નજીક આવીને તેના કઠમા વ
રમાળા નાખી (અથાત્ વિવેકે સ યમ (ચારિત્ર) અગીકાર કર્યું )
મનુષ્ય અને દેવોની સ્ત્રીઓએ ગીતિના સમૂહને ધવળ મ ગળાવડે
ગાયે સતે, સિદ્ધાન્ત ારીનસ અને ધારણ જીનો સ ગ ધી મ શન પડક્ષ
ગોતિન કર્યે સતે, આ બેઉ જુદા ન પડે એવી બુદ્ધિની ત્તરૂપી
વસ્ત્રથી સ યમશ્રી ા વિવેકને આપસમા સ મ ધિત કર્યે સતે અને પુરો
હિતે ગુણરૂપી આહુતીવડે અગ્નિની જ્વાળા વધાર્યે અને ઘણા કાળના
ઈપ્સિત સિદ્ધિથી ઉત્પન્ન થયેલી પ્રાપ્તિને લીધે વિ હળ થયેલા વિવેક
અને સ યમશ્રીના વિવાહનો ત્રણ ભુવનમા ઉત્તમ એવો ઉત્સવ
થયો આ વિવેકથી અમારા શરીરનુ ક યાણ થશે, એવી સ ભાવ
નાને લીધે વિવેક વિવાહિત થયાથી જગતના સવ જીવો હર્ષિત
થયા જે સુખ સ્ત્રીરૂપ નિકુજ (પવત વગેરેમા વેલા વગેરેથી
ઢ કાયેલુ સ્થાન)મા રહેના હાથી તુલ્ય ચક્રવર્ત્તી અથવા ઇદ્ર પા
મતા નથી તે સુખ સ યમશ્રીને અગીકાર કરીને વિવેક પામ્યો
તે સ્ત્રીના નિત્યના આલિંગનથી ઉત્પન્ન થયો છે મહા ઉત્સાહ જેને
એવા વિવેકે આ પ્રમાણે (આગળ બતાવે છે તે પ્રમાણે) પગલે
પગલે પોતાનુ વધતુ પરાક્રમ દેખાડવા માડ્યુ

થાત્ તે સર્વ પરાભવોનું વૈર હું આજે મોહ પાસેથી લઇશ) એ પ્ર-
કારની પ્રતિજ્ઞાવાળા વિવેકે **સત્કથા** નામની જયભભા વગડાવી.
(આ જયભભાનો શબ્દ નાભળતાજ) મહા શક્તિવાળા અને સ-
ત્રાસની ઈચ્છાવાળા પુત્ર, અમાત્ય, નગર અને કોટવાળ પ્રમુખ
પ્રાર્થના કર્યા સિવાય વિવેકની પાસે આવવા લાગ્યા જેમ ચંદ્રમા
ચારે બાજુથી તારાવડે ઘેરાયેલ છે તેમ બખ્તરથી શોભતા હાથી,
ઘોડા, રથ અને પદાતીઓના સમૂહથી વિવેક ચારે બાજુથી ઘેરા
યો (અર્થાત્ તે નવ સૈન્યની વચ્ચે રહ્યો) પાંચ ઇંદ્રિયના વિષય
સબંધની સ્તુતિ મને કાંઇ પણ ન સંભળાવવી એમ કહીને તેઓ
ઓનો વિવેકે ત્યાગ કરવાથી **સુશ્રુત** નામના માગધે (ભાટે) જય
જયારવ વિસ્તાર્યો તે વખતે અચળ પર્વતોને પણ શબ્દોના સમૂ
હથી ધ્વનિત (શબ્દિત) કરતા ગુરૂના ઉપદેશરૂપ વાજીંત્રો ઉંચે
પ્રકારે વાગવા લાગ્યા

**નિવૃત્તિ** નામની માતાએ યુદ્ધ નિમિત્તે મંગળ કરેલું છે
જેનું એવા, બેઉ સ્ત્રી (તત્વરૂચિ અને સંયમશ્રી)ના દૃષ્ટિપાનથી
બમણું પરાક્રમ ઉત્પન્ન થયેલ છે જેને એવા, વિચારમિત્રના મુખ
ની વીર કથારસનું પાન કરતા અને તે (રસ)થી ઉત્પન્ન થયેલ પ
રાક્રમવડે શત્રુના બળને તૃણની માફક ગણતા તેમજ તરતમાંજ
યુદ્ધ થશે એવા સંભ્રમવાળા વિવેકે નિશ્ચયરૂપ સન્નાહ (બખતર)
ધારણ કરીને ઇષ્ટ સિદ્ધિને માટે પરમેશ્વર (અર્હંત)ને નમસ્કાર
કર્યો. તે વખતે ભગવાને કહ્યું કે "હે વત્સ! હે વિનયાદિ ગુણની ખાણ તુ
લ્ય વિવેક! હું જ્ઞાનથી જાણું છું કે મોહરાજાને દૂર કરવો તને અશ-

કય નથી (અર્થાત્ તુ મોહનો નાશ કરી શકીશ) તુ જન્મથીજ યોગ્ય છે માટેજ મે તને આ ઐશ્વર્ય આપ્યુ છે, કેમકે બળ આ પવાવાળુ રાજ્ય અને ઘી કુપાનમા કોણ નાખે? મોહ તીવ્રતાથી જીતન શે અને તુ શાતતાથી જીતનારો છે હિમ અને અગ્નિ તે મા એક ઠ ડુ છે અને એક ઉષ્ણ છે ના વનને બાળવામા બેઉ સરખી શક્તિવાળા છે, તેમ તમે પણ બ ે સરખી શક્તિવાળા છો ઠડો પણ પાણીનો પ્રવાહ ઉચેથી પડતો પર્વતોને પણ ભેદી નાખે છે એ પ્રમાણે શાતરસમા રહેલો તુ યુદ્ધમા મોહના સુભટોને હણી નાખીશ ઠડુ પાણી જેમ ઉષ્ણ અગ્નિને બુઝાવી નાખે છે તેમ શાત પ્રકૃતિવાળો તુ પણ શત્રુઓનો પરાજય કરીશ સૂર્ય છે તો સદા એકલો ફરે છે, અને ચ દ્ર શીતળ છે તો તારાઓના પરિવાર સહિત ફરે છે તથી સમજવુ કે શીતળ છાયા કોને વ્હા લી નથી અને આતપ કોને તાપ ારતો નથી ? (અર્થાત્ શીતળ છાયા સર્વ ે ઇષ્ટ છે અને આતપ સવને ઉદ્વેગ કરે છે ) હે ઉ ત્તમ મેઘ! તારા શીતળ સ્વભાવનો ત્યાગ નહીં કરતા શત્રુઓને મારી નાખજે કે જેથી તારો મનોરથ ઉદ્યમ સહિત સાફલ્યતાને પામે તારી નિવૃત્તિ માતાને તુ કોઇ વખત દૂર કરીશ નહિ, કે-મકે તેના દેખવા માત્રથી તુ લોકોત્તર સ્થિતિને પામીશ આ ભવવિરાગ નામનો તારો મોટો પુત્ર ન્યાયવાન છે તેના જન્મ થીજ તેનુ બળ સહન કરવાને મોહના સૈનિકો અસમર્થ છે (તો પછીની અવસ્થાના બળનુ તો કહેવુ જ શુ!) આ સ વેગ અને નિર્વેદ નામના તારા બે પુત્રો શત્રુનુ નિવારણ કરવાવાળા છે.

રણક્ષેત્રમાં યુદ્ધ કરતા તેઓ વિશ્વને વિસ્મય પમાડશે આ **સમ્યગ્**
**દૃષ્ટિ** નામનો પ્રધાન છે તેને તું તારી પાસે જ રાખજે, કેમકે તે
નાથી આ રાજ્ય (મનુષ્ય જન્મ)ની સર્વ ક્રિયા સફળતાને પામે છે સઘળે
ઠેકાણે ક્ષમાદિ (ક્ષમા, સરળતા, મૃદુતા અને સંતોષ) જે તારા ચાર સા
મંતો છે તેમાંથી એક પણ સંગ્રામમાં મોહને જીતવાને સમર્થ છે આ
**વિમળબોધ** નામનો તારો કોટવાળ છે તે તને નિરંતર બહુમા
ન કરવા યોગ્ય છે કર્મ યુદ્ધમાં જે શત્રુ જે પ્રકારે જીતવા યોગ્ય
છે તે સર્વ તને તેજ કહેશે ક્ષમાદિક ક્રમોમાં બીજા પ્રત્યે જે
જો **સદ્ધર્મ** નામનો આ પુરોહિત છે તેનાથી બીજો તને હિ
તકારી કોણ છે? યત્ન અને ધર્મરૂપ ગાત્રવાળા તેમજ સદ્ગતિના
હેતુરૂપ દેદીપ્યમાન મુખવાળા દાન ધર્માદિ આ તારા હાથીઓ છે,
તેઓનું બળ શત્રુઓ કેમ સહન કરી શકશે? (અર્થાત્ સહન કરી
શકશે નહીં) ઉત્તમ સિદ્ધાન્તથી નિષ્પન્ન (સિદ્ધ) થયેલા જયપતાકા
સહિત શીલાંગ (બ્રહ્મચર્યના અઢાર હજાર ભેદ) રૂપી હજારો રથોને
સંગ્રામમાં કોણ પાછા હઠાવી શકે તેમ છે? આ શમ અને તેજ
સ્વી તપના ભેદરૂપ ઘોડાઓ છે, જે તીક્ષ્ણ ખડ્ગના તાડનથી શત્રુ
ની સેનાને સાધુવારમાં ચૂર્ણ કરી નાખે તેવા છે આ સ્વામીના ભ
ક્ત એવા શુભ અધ્યવસાય નામના સુભટો છે તેઓએ ગ્રહણ ક
રેલા નાનાદિ હાથીઓ પોતાનું કાર્ય સાધે છે (અર્થાત્ શુભ અધ્યવ
સાયથી કરેલા દાનાદિ ધર્મ જ ફળ આપે છે) હે રાજા! ગતિદિવસ ઉદ્યમ
કરવાવાળો જે આ ઉદ્યમ નામનો સેનાની (સેનાપતિ) છે, તે જ યુદ્ધ
સંગ્રામમાં તારા થાકી ગયેલા સુભટોને ફરી ફરીને (ઉત્સાહ પમાડી)

સુધ્ધ કરાવનારો છે આ પ્રાયશ્ચિત્ત નામનો પાણીનો મ નક્ષ(રક્ષક) છે, તેને તુ તારા પોતાની માફક માનજે, કેમકે તેજરાનુ મહાર થી પીડાયેલા સુભગેની ચિકિત્સા કરવાવાળો છે બીજા પણ ગયા પાન પ્રમુખ જે તા । પક્ષપાતીઓ છે તે સર્વે તને ઉપકાર કરના રા અને કારણુ વિના હિતકારી છે તત્વરુચિ અને નયમશ્રી નામ ની તારી બે સ્રીઓ જો યુ ધમા તારી સાથે આવે તો 'આ સ્રી છે એવી બુધ્ધિ વડી તુ તેની અવગણના કરીશ નહી, કેમકે તારા સર્વ યો ના કરતા એ બે સ્રીઓ અતિશ બળવાન છે '

ત્રણ ભુવનના સ્વામીની આ પ્રમાણેની હિતશિક્ષા સાભળીને તે મની આજ્ઞા વડે વિવેક પોતાની સ્રીઓને કહ્યુ કે ' હે પ્રિયે! અમે સંગ્રામમા જઇએ છીએ, તમે શુ કરશો? ' તે સ્રીઓ કહે છે કે ' હે પ્રિય! તમારા પ્રશ્નનો આ પ્રયાસ નકામો છે કેમકે ત મારા વિના અમે કોઇ પણ ઠેકાણે રહેતીજ નથી, કદાચ કોઇ ઠેકાણે એકલી રહીએ તો ત કાળ અમે મરણ પામીએ છીએ (અથાત્ વિવેક વિના તત્વરુચિ અને નયમશ્રી કોઇપણ ઠેકાણે હોતીજ નથી ) હે સ્વામી! જે સ્રી શત્રુનો પરાભવ કરવાને અસમર્થ હોય તેને યુ દ્ધમા ન લે તે યોગ્ય છે, પણ અમે તો શત્રુની સેનાને તૃણ ની ઉપમાવાળી સેના માનીએ છીએ (અથાત્ અમારી આગળ શ ત્રુની સેના તૃણ બરાબર છે) "

આ પ્રમાણે તે સ્રીઓના સાહસિક વચનો સાભળીને વિવેકે તેઓને આજ્ઞા આપી અને તે સ્રીઓ સાથે ચાલી સત્ત્વની પરીક્ષા મા કેટલીએક સ્રીઓ પુરૂષને પણ ઓળગી જાય છે (અથાત્ પુ

રૂપ કરતા આગળ વધે છે) પ્રશમની સાથે ક્ષમા, માર્દવની સાથે નમ્રતા, આર્જવની સાથે પ્રસન્નતા, સંતોષની સાથે ધૃતિ, વિચારની સાથે અનુપ્રેક્ષા(ગુણવિશેષ તપાસવાની બુદ્ધિ), વિમળબોધની સાથે ગર્વપણુ, તરણિકો (પચાતીયા)ની સાથે ત્રણશુદ્ધિ(મનશુદ્ધિ, વચનશુદ્ધિ અને નયશુદ્ધિ), તપની સાથે ઉપક્રિયા, સેનાના સ્વામીની સાથે ઓજસ્વિતા, પુરોહિતની સાથે આસ્તિકતા બુદ્ધિ, નગર શેઠની સાથે સત્યવાણી, પાણીના અધ્યક્ષની સાથે અનઘ(પાપ) ભીરૂતા, વિવેકના પુત્રોની સાથે એકત્વબુદ્ધિ, બ્રહ્મવિદ્યા અને ભવનિંદા નામની સ્ત્રીઓ અને મહામાત્યની સાથે (આઠ કર્મ રૂપ રોગની) શાંતિ કરનારી ગુણજ્ઞતા નામની સ્ત્રી આવી આવી રીતે યુદ્ધને માટે યોદ્ધાઓનુ મંડળ તૈયાર થયે સતે મહા પરાક્રમી વિવેક શત્રુની સન્મુખ પ્રયાણ કરવા માટે ઉદ્યમ કરવા લાગ્યો થોડા વખતમા થવાવાળા સંગ્રામની સિદ્ધિને માટે શુક્લ ધ્યાનના ભેદો, તે નર્મે વીર પુરૂષોને તે વખતે વિવિધ પ્રકારના શસ્ત્રરૂપે થયા વીર પુરૂષોના શરીરની સાથે સારી રીતે જોડાયેલ(પહે પૂર્વાપર વિરોધ રહિત) અને વિશેષ જ્ઞાનની ઘટનાને ઉચિત ગુરૂની શિક્ષા રૂપ બખતરો તેમના શરીરનુ રક્ષણ કરવાવાળા થયા

હવે સ્વામી અર્હંતથી આજ્ઞા અપાયેલો, માતાથી જેનો ઉત્સવ કરાયો છે એવો, કુળવૃદ્ધ સ્ત્રીઓએ જેને આશીર્વાદ આપ્યો છે એવો અને મિત્રોથી જેનુ સમીપપણુ ત્યજાયુ નથી એવો વિવેક કીર્તિરૂપ તીક્ષ્ણ ઘંટા વડી ઉત્કટ, પુષ્ટ અને ઉંચા એવા યોગિના સમાગમરૂપ મદોન્મત્ત હાથી ઉપર ચડીને (યુદ્ધને માટે) ચા

લવા લગ્યો તે વખતે મહા પરાક્રમી મોહરાજાનો હું એકલોજ પરાજય કરીશ એમ પ્રતિજ્ઞા કરતા વીર પુરૂષો વિવેકની આસપાસ વીંટાઈ વળ્યા નવીન નવીન ગુણસ્થાન (ગુણોની પ્રાપ્તિ અને તેની સ્થિતિ)રૂપ પૃથ્વીખંડ ઉપર વિવેકે વિહાર કર્યે સતે સજ્જન મનુષ્યો મહા આનંદ પામ્યા (તેને આવતો જોઈને) જે નિર્દય, ક્રૂર કર્મ કરવાવાળા, કપટી અને કુટિલ આશયવાળા હતા તે સર્વે ત (વિવેક)ના પ્રતાપથી હણાયા વગર નાશ પામી ગયા જેમ પાણીના જુદા જુદા પ્રવાહોથી નદી વૃદ્ધિ પામે છે તેમ એકઠા થયેલા ઘણા ભવ્ય જીવોરૂપ સુભટોથી તેની સેના પ્રતિક્ષણે વૃદ્ધિ પામવા લાગી માનથી ઉન્નત મનુષ્યરૂપ પર્વતની ચિત્તરૂપી ગુફામાં રહેવાવાળા કદાગ્રહરૂપ સિંહો તેની સેનાના કોલાહલથી નાસ પામ્યા શ્રદ્ધાળુતારૂપ બેગ્ણા સહિત અને પ્રિય વાણીરૂપ દુધ દહીં (પક્ષે, વાણીના રસ) સહિત આવેલા ગામડાના લોકોને પણ ધર્મની વાણીથી હર્ષ પમાડતા, પોતાના (વિવેકના) પ્રતાપના યશવડે મનોહર ચણોઠીરૂપ મોતીને ધારણ કરનાં વનને વિષે રહેલા ભિલ્લોને પણ સ્નેહથી જોતા અને "કોઈ પણ બીતા નહીં અને પોતાનું સ્થાન (ગુણસ્થાન) છોડતા નહીં " એ પ્રમાણે ઉદ્ઘોષણા કરતા વિવેક વીરે યુદ્ધ કર્યા વિના આખા વિશ્વને વશ કર્યું વરીનો વધ કરવા માટે વિવેક દોડ્યે સતે તેની આજ્ઞાનેજ ધન્યપણે માનતા (અર્થાત તેની આજ્ઞાનેજ કર્ત્તવ્યપણે માનતા) સર્વ મનુષ્યો યુગલીઆની માફક આધિ, વ્યાધિ, વિરોધ અને ક્રોધને બીલકુલ ધારણ કરતા નહોતા, યોગના જાણનારની માફક વિયોગ અને અનંગ (કામ)

ના ૧ ગથાબ્યથા (પીરા)નો આશ્રય કરતા નડુાના અને પરમાર્થને ત્વચાથી નિર્મળતાને પામેના મુક્ત થયેનાની માફક શોભતા હતા

આ નમાજે શ્રીમન્ જયશેખરસૂરિ મહારાજે રચેલા પ્રબોધ ચિંતામણિ ગ્રંથમા કંદર્પનો નગરમા પ્રવેશ, વિવેકનુ મોહરાજ પાસે આગમન વિવેકનુ મહારાજ વિનયનુ રચના રીતે પરાક્રમ અને મોહરાજ સાથે યુદ્ધ કરવા માટે નીકળવુ—એ બાબતોના વર્ણનવાળો છઠ્ઠો અધિકાર સમાપ્ત થયો

## સાતમો અધિકાર

હવે મોહરાજા મહાગમ (મહા અગર માન સિદ્ધાંત)રૂપ નગર પુરુષોના મુખથી દુઃખે સાંભળી શકાય તેવી વિવેકના પરાક્રમની વાતઆત સાંભળી (તેનુ પરાક્રમ સાંભળતા) ક્રોધથી ભરાયેલો મોહરાજા નિરંતર પોતાની પાસે રહેવાવાળા સામંત અને મંત્રિઓને કહે છે કે "હે ભક્તો! તમે સાંભળો—વીર પુરુષને સાધારણ વીરત્વને સહન કરનો મહાન્ પરાક્રમવાળો અને કોઈથી (રસ્તામા) નહીં રોકી શકાય એવો વિવેક (ગુણસ્થાનની) પૃથ્વી ઓળંગે છે માટે હવે આપણે શુ કરવુ?" સામંતોએ કહ્યુ "હે પ્રભુ! અમે કામ કરનારા નોકરો તમારી આગળ શુ જાણીએ? આવા પ્રશ્નથી અલ્પ પરાક્રમવાળા અમને પણ તમે મોટાઈ આપો છો સેવકોને પુછનો (અનુમતિથી કામ લેનો) વિદ્વાન રાજા પોતાને અને સેવકોને બુદ્ધિ અને પ્રેમના પાત્ર બનાવે છે (અર્થાત્ એક બીજાની સહાયથી કામ લેતા રાજા અને સેવકો વચ્ચે

મોહની વૃદ્ધિ થાય છે) (તમે અમને પુછ્યુ છે) માટે જેમ વસ્તુતત્વ છે તેમ અમે કહીએ છીએ કે હે સાત્વિક પુરૂષોમા ઋષભ સમાન ! તમારા ઉપર ચડાઇ કરવાને વિવેક હમણા સમર્થ નથી કારણકે તમે પ્રભુત્વપણાની ઉત્તમ કોટિ (શ્રેષ્ઠતા) ઉપર આરૂઢ થયા છો. આજે કોઇ ચક્રવર્તી પણ તમારીસાથે (યુદ્ધ કરવાને) બલિવાન નથી તમે જેમ લીલામાત્રમા જગતને જીત્યુ છે તેમ બીજો કોણ જીતશે? હવે તમે જે ત્રણ ભુવનના સ્વામી તેને કોઇપણ પ્રકારની ન્યૂનતા નથી લક્ષ્મીના સમૂહથી મદોન્મત્ત થએલો આ વિવેક કાઇ પણ કેટલેથી મૂળ વિનાની નવીન પ્રભુતા પામીને ટિટોડીની માફક આચરણ કરે છે વળી મોટા સમુદ્રની માફક તમારે ક્ષોભ પામવોએ યોગ્ય નથી, કેમકે ક્ષુદ્ર(નાના)ની સાથે લડાઇ કરવી એ મોટા રાજાને અપયશનુ કારણ છે પહેલા તેના પિતાથી( મનપ્રધાનથી)કાઢી મૂકાયેના અને ત્યાર પછી ઉદય પામેલા તે(વિવેક)ને તમારા પુત્રે(કામે) નાસ પમાડ્યા હતો, તોપણ તે નિર્લજ્જ યોદ્ધાના નામને ધારણ કરે છે માટે હે સ્વામી ! તમારે હમણા તેને ઉપેક્ષ પક્ષમા નાખવો જોઇએ (અર્થાત્ તેની ઉપેક્ષા કરવી જોઇએ) એ પ્રમાણે અમારી બુદ્ધિ પહોચે છે હવે સ્વામીના આશય (અભિપ્રાય) જે થતો હોય તે અમને પ્રમાણ છે ' તે સાભળીને મોહ કહે છે કે 'હે ભાગ્યવાનો ! શુ વિવેક ઉપેક્ષા કરવા લાયક છે? (અર્થાત્ નથી.) કેમકે વહાલા મનુષ્યો પોષવા લાયક છે, ઉદાસીન મનુષ્યો ઉપેક્ષા કરવા લાયક છે અને શત્રુઓ તો ઘાત કરવા [મારવા] યોગ્ય છે આ વિવેક આપણો મોટો શત્રુ છે તેનો તો કોઇપણ પ્રકારે વધ કરવોજ જોઇએ

કેમકે વ્યાધિ (મોટા રોગ)ની માફક ઉપેક્ષા કરાયેલો શત્રુ પ્રાણનો નાશ કરનારો થાય છે તેથી હમણા અવસર મળ્યો છે માટે તેની સાથે મારે સંગ્રામ કરવોજ જોઇએ આજે આ જગત્ મોહ વિનાના કે વિવેક વિનાના થાઓ (અર્થાત્ આજે એવો સંગ્રામ કરવો કે આ દુનિયા ઉપર કાંતો હું નહીં અને કાંતો વિવેક નહીં ) અરે પાખંડીઓ! મારી આજ્ઞા સાંભળતા છતા તમે સર્વે હજી વિલંબ શામાટે કરો છો? ઉતાવળથી મિથ્યાવચનરૂપી પ્રસ્થાન (પ્રયાણ)ભેરી (નોબત) વગાડો ' (આ પ્રમાણેના મોહરાજાના હુકમથી તેમણે તત્કાળ ભેરી વગાડી ) ભેરીના શબ્દથી હું પહેલો, હું પહેલો, એમ બોલતા અને જયલક્ષ્મીને ગ્રહણ કરવાની ઇચ્છાવાળા સ્મરાદિ સર્વ યોધ્ધાઓ તત્કાળ તે (મોહ)ની પાસે આવવા લાગ્યા પહેલા સ્મર (કામ)ની સાથે યુધ્ધ કરવામા જે સુભટો હતા તે સર્વે જય પામેલા સુભટોને મોહરાજાએ સાથે લીધા વિવેક સાથે યુધ્ધ કરવાને જવા માટે મોહરાજા મહાન્ ઉત્સાહથી શોભિત થયે સતે બાળકથી રાજા પર્યંત સર્વ લોકો તેને આશીર્વાદ દેવા લાગ્યા પછી જડતા નામની સ્ત્રીથી પગલે પગલે અનુસરાતા, હરિણ જેવા નેત્રવાળી હિંસાદિ સ્ત્રીઓવડે ગુણાવળી ગવાતા, મિથ્યાશ્રુતરૂપ બંદિએ (ચારણે) પ્રગટ કલ્યાણની વાણી યોજી છે જેને વિષે એવા, દુરાવેશરૂપ બખતર પહેરેલા, સાહસથી તીક્ષ્ણ, અનર્થદંડ (વગર પ્રયોજને આત્મા કર્મથી દંડાય તે)રૂપ ધનુષ્યદંડથી ભુજારૂપ લતા મંડિત (શોભિત) છે જેની એવા, બાણોથી ભરેલા મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનરૂપ ભાથાઓને ધારણ કરતા, નિર્દયતારૂપ

અજ્ઞાનરૂપ હૈરોને પણ કંપાવતા, બીજાઓથી સહન ન થઇ શકે તેવા તામસ ભાવરૂપ લોઢાના ટોપને મસ્તક પર ધારણ કરતા, મિથ્યા વાદરૂપ વાજીંત્રના સમૂહને ચારે બાજુ ફેલાવતા, અને યમરાજના યાન (ગજ) સરખા શ્યામ અમર્ષ રૂપ મદોન્મત્ત હાથી ઉપર આરૂઢ થયેલા મોહરાજાને, શત્રુનો રોધ કરવાવાળું તેમજ પોતાને સહાય કરવાવાળું અને મહાન્ કર્મનો ઉદય થવાવાળું ત્ર પુરોહિતે આપ્યાથી તેણે પ્રયાણ કર્યું.

મહાન્ સંભ્રમથી પગવડે ભૂમિનો સ્પર્શ પણ ન કરતા હોય તેમ તેની આગળ કુવિકલ્પ(ખરાબ વિચાર)રૂપ પદાતીઓ ચાલવા લાગ્યા ભયંકર(રૌદ્ર)દુર્ધ્યાનરૂપ વાયરના ચામડાથી ચારે બાજુથી મઢેલા ખરાબ મનોરથરૂપ રથો ત પદાતીઓની પાછળ દોડવા લાગ્યા પ્રિયની પ્રાપ્તિ અને અપ્રિયની અપ્રાપ્તિની અભિલાષારૂપ પવન જેવા વેગવાળા ચપળ ઘોડાઓ તે રથોની પાછળ ચાલવા લાગ્યા ઘણીજ ઉંચી સંપત્તિની અભિલાષાવાળા મને મદ જલના મેરૂપર્વત સમાન ગજપંક્તિઓ તે ઘોડાઓની પાછળ ચાલવા લાગ્યા તે વખતે મોહરાજાના સામંત, મંત્રિ, મિત્ર, પુરોહિત, ભંડારી, કોટવાળ અને દ્વારપાળ પ્રમુખ સર્વ આસ્થાનમંડપ(શહેરની બહાર રચેલા કચેરીમંડપ)મા આવ્યા ત્યા 'શત્રુના સૈન્યને જીતવાને હુ સમર્થ છુ'-આવી રીતે બોલતા અભિમાની પ્રમાદને આદરપૂર્વક મોહરાજાએ હર્ષથી પોતાના સમગ્ર સૈન્યનો નાયક બનાવ્યો પછી તેણે પ્રમાદને નેહથી આજ્ઞા આપીકે 'હે વીર! આ હાથી, આ ઘોડા, આ વે-

નવાળા રથ, આ યોદ્ધાઓ અને આ ભડાગ વિગેરે સર્વ વસ્તુઓ તારે આધિન છે રસ્તામા અથવા સગ્રામના મોખરામા યથાયોગ્ય રીતે સર્વ સૈન્યને તુ ચલાવજે ' મોહરાજાના આ પ્રમાણેના આદેશથી પ્રમાદ પણ કોઇ જાતની હરકત વિના જેમ નાવિક નાવ(વહાણ)ને સમુદ્રમા ચલાવે તેમ રસ્તામા સેનાને ચલાવતો હવો આ સેના સર્વસ્થળે પ્રસરેલી હતી તોપણ બહોળતાથી મેરૂપર્વતથી દક્ષિણ દિશાની સરહદમા પોતાનુ રક્ષણ કરવામા તત્પર રહેલી સેનાનો પ્રમાદે પડાવ નાખ્યો

આ પ્રમાણે મોહનો મહિમા સાભળીને ઉદાર દીલવાળો વિવેકરાજા પણ સેના લઇને યુધ માટે મોહની સન્મુખ જવાને એકતાન થયો ઘણા કાળે શત્રુનુ સૈન્ય દૃષ્ટિગોચર થયે સતે પ્રસન્ન મનવાળા(વિવેક)ને કોઇ એવા પ્રકારનો હર્ષ થયો કે જે હર્ષ જયશ્રીના પાણિગ્રહણ સમયે પણ થયો નહોતો શ્રુતિમાર્ગે (શ્રુતજ્ઞાનવડે) વીર પુરૂષોના મનને પામીને[સાભળીને]નવીન મેઘની વૃષ્ટિથી ઉત્પન્ન થયેલો હોય નહીં તેવા વાજીત્રના ધ્વનિએ રોમરૂપી અકુરાના ઉદ્‌ગમને વૃધ્ધિ પમાડ્યો [તે વખતે]અળઝળાટથી શોભતા અને દૂરથી દેખાતા શસ્ત્રો કદળના પત્રની માફક વીર પુરૂષોને ત્રાસ આપતા નહોતા અથાત્ તે શસ્ત્રો કેળના પત્ર જેવા જણાતા હતા. જ્યારે મનપ્રધાન મોહના ઉપર અથવા પુત્રના પ્રેમથી વિવેક ઉપર દૃષ્ટિ કરે છે ત્યારે જયલક્ષ્મી તેના તરફજ વરવાની ઇચ્છા કરે છે [ અથાત્ જ્યારે મનપ્રધાનની દૃષ્ટિ જેના ઉપર પડે છે ત્યારે તેનો જય થાય છે] તે વખતે અવસરના જાણ અને તેવા પ્રકારના (મધ્યસ્થ)

અધ્યવસાયવાળા અધિપાલકો ( સલાહ કરાવી આપનારા ) વિવેકરાજાની પાસે આવીને વિનતિ કરવા લાગ્યા કે "હે સ્વામી વિવેક! અમે પાણીની માફક કોઈના પણ નિત્યના સેવક નથી જ્યારે અમે જેનો આશ્રય કરીએ છીએ ત્યારે અમે વૃક્ષની માફક તેની વૃધ્ધિ કરીએ છીએ તેટલા માટે હિતકારી આશયથી અમે તમને કહીએ છીએ કે જો કે હમણા તમે સ્વામીની માફક આચરણ કરો છો તોપણ મોહરાજાની અવજ્ઞા કરવી તમને લાયક નથી

(અધિપાલો મોહનુ વર્ણન કરે છે કે) આ મોહરાજા ઘણા કાળનો જુનો છે અનેક સૈન્યથી નિષ્પન્ન નાહસવાળો છે જેમ વડનુ ફલ પાદડાથી ચારે બાજુ વીંટાએલુ હોય છે તેમ તે પુત્રોથી ચોતરફ વીંટાએલો છે ખીલેલા કમળોથી જેમ નાનુ તળાવ પરિપૂર્ણ હોય છે તેમ તે ખજાનાથી પરિપૂર્ણ છે વળી સૌભાગ્યથી મનોહર, શરીર, સમય કર્મનો સાક્ષી, પ્રતાપથી દિક્ચક્રને દબાવનારો અને ઈંદ્ર તથા ચક્રવર્તીથી નમસ્કાર કરાયેલો છે માટે હે પુણ્યવાન્ વિવેક ! આ મોહરાજાની સાથે યુદ્ધ કરવુ તમને યુક્ત નથી જો તમે એક મોહને માનતા નથી તો તેથી મોહને શી ન્યૂનતા છે? (માનસરોવરમા રહેતા ) હસને જો કે વરસાદ માનતો નથી તોપણ તે વરસાદ આખા જગતને તો પ્રિય છે માટે જે માણસ ઘણાને પ્રિય હોય તેની સાથે વિરોધ કરવો તે સુખદાયી ન હોય જુઓ! અનાજ આખા જગતને પ્રિય છે તો તેને વિષે અરૂચિથી શુ મરણ થતુ નથી? અમે ઇચ્છાનુસાર ચાલનારા હોવાથી પણ જગતમા જે જે ઠેકાણે જઈએ છીએ તે તે ઠેકાણે આ મોહનુ સૈન્ય રહેલુ

અમે જોઈએ છીએ તેથી (વિસ્તારમાં) સમુદ્રને પણ જીતનારી આખા વિશ્વમાં વ્યાપ્ત થયેલી મોહની સેના કયાં અને ઘણીજ થોડી જમીન ઉપર રહેલું એક ખાબોચીયા જેટલું તમારૂં સૈન્ય કયાં. ત્રણ લોકમાં પ્રાયે મનુષ્યલોકમાંજ તમારૂં રહેવાણું છે (મનુષ્ય ક્ષેત્ર પીસ્તાળીસ લાખ યોજન પ્રમાણ છે) તેમાં પણ કર્મભૂમિમાં (જ્યાં અસી, મસી અને કૃષિ હોય તે કર્મભૂમિ કહેવાય છે) તેમાં પણ નિર્મળ (ઉત્તમ) કુળમાં, તેમાં પણ ભવ્ય જીવોને વિષે અને તેમાં પણ સમ્યક્‌જ્ઞાનની પ્રાપ્તિવાળા જીવોને વિષે તમારૂં રહેવાણું છે, અને આ મોહનું રહેઠાણ તો ચરાચર ત્રણ જગત્‌ને વિષે છે તે તમે જુઓ. મોહના સૈન્યની સાથે તમારૂં સૈન્ય મળ્યાથી સમુદ્રની અંદર પડતો નદીઓના પ્રવાહ જે દશાને પામે છે તેવી દશાને તમારૂં સૈન્ય પામશે.

ભાવાર્થ—નદીઓનો મીઠો પ્રવાહ પણ સમુદ્રની સાથે મળવાથી ખારો થઈ જાય છે તેમ તમારૂં સારા સ્વભાવવાળું સૈન્ય પણ મોહના સૈન્યની સાથે મળવાથી પોતાનો સ્વભાવ મૂકી મોહના સૈન્યની જેવા સ્વભાવવાળું થશે.

હે વિવેક! સત્પુરૂષોની સોબતથી અને સિદ્ધાંતના શ્રવણ કરવાથી તમે પ્રકાશ પામો છો (પ્રગટ દેખાઓ છો) પણ આ મોહ રાજા તો સ્વભાવથીજ જીવોને વિષે નિરંતર પ્રકાશિત (પ્રગટ) છે. હે વિવેક! તમારો આશ્રય અભવ્ય જીવો લેતા નથી અને જેઓ મોક્ષે જવાવાળા ન હોય તેવા ભવ્યો પણ તમારો આશ્રય લેતા નથી. હવે જુઓ, એવો કયો માણસ છે કે જે મોહને નિરંતર સેવતો નથી

વળી તમે ઘણું કાળે પેદા થાઓ છો અને જન્મ્યા પછી પણ બહુ વખત સુધી જીવતા નથી અને આ મોહ તો અનાદિ છે, અને અમૃતનું પાન કરેલા પુરૂષની માફક તે મરતોજ નથી વળી તમે તમારા ભક્તોને એવું સુખ આપો છો કે જે ઇંદ્રિયોના વિષયમાં આવી શકતું નથી પણ મોહ તો તેના ભક્તોને ઇંદ્રિયોને આલ્હાદ ઉત્પન્ન કરવામાં સમર્થ એવું સુખ આપે છે (અર્થાત્ ઇંદ્રિયોના વિષય સંબંધી સુખ આપે છે ) વળી જે મનુષ્યો તમારા ઉપર ઘણા આસક્ત હોય છે તેઓ તો પવતની ગુફા વિગેરેમાં રહેવાવાળા હોય છે, અને મોહના સેવકો તો હરિણના જેવા નેત્રવાળી સ્ત્રીઓ સાથે મહેલમાં ક્રીડા કરે છે તમને આધિન રહેલા મનુષ્યો કુટુંબનો ત્યાગ કરીને એકાન્ત રહેવાવાળા થાય છે અને મોહને આધિન રહેલા તો પુત્ર પોત્રાદિ સંતતિવડે વૃદ્ધિ પામે છે યુવાન અવસ્થામાં પ્રગટ સંજ્ઞાવાળા જીવોના નવીન દેહમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા જે તમે, તેને દૂર કરીને આ મોહ તેને વિષે આવાસ કરે છે, અને જ્યારે જરાથી જર્જરિત થએલું જાણીને મોહ પોતે તે શરીરનો ત્યાગ કરે છે ત્યારે પણ કેટલાએક (થોડા) મનુષ્યના શરીરમાત્રમાં તું નિવાસ કરવા પામે છે, સર્વના શરીરમાં નિવાસ પામી શકતો નથી આવા (સામર્થ્યવાળા) મોહની સાથે તમારે શી સ્પર્ધા કરવી? માટે તમે યુદ્ધ કરવાથી પાછા વળો અને પોતાને ઠેકાણે જાઓ તેમજ આ મોહ પણ સ્વાર્થ સાધવાવાળો થાઓ "

આ પ્રમાણે કહીને મંધિપાલો મૌન રહે સતે વિવેકરાજા તેઓને કહે છે કે "તમોએ જે આજે( મારા તથા મોહના સંબંધે)

કહ્યુ ને તમારા જેવા મહાન્ બુદ્ધિવાનોને યુક્ત છે તે તે પ્રકારના ગુણોના વર્ણનથી તમોએ જે મોહના મહાત્મ્યની પ્રશ સા કરી તે સર્વ મારા જાણવામાત્ર છે, કેમકે પહેલા અમારા બેઉની સ્થિતિ એક ઠેકાણેજ હતી પણ મલિન દુર્દિનને વિસ્તારતો (મેઘથી છ વાયેલા, ગાઢ અ ધકારવાળા અવના ખરાબ લાગતા દિવનને વિ સ્તારતો) અને નિર તર કાદવની વૃદ્ધિ કરતો મેઘ શ્વેત પાંખવાળા વિવેકી હ સને કેવી રીતે ઇષ્ટ હોય? (બીજા પક્ષમા) મલિન અધ્ય વસાયને વિસ્તારતો અને નિર તર કર્મરૂપ કાદવની વૃદ્ધિ કરતો મો હરૂપી મેઘ શુકલપક્ષવાળા ( અર્ધ પુ ગલ પરાવર્ત્તથી પણ ઓ છો વખત જેને મોક્ષ જવાને બાકી રહેલો છે તે શુકલપક્ષી કહેવા ય છે તેવા) તથા વિવેક જેને પ્રગટ થએલ છે એવા હ સ ( આત્મા) ને કેવી રીતે ઇષ્ટ હોય? અર્થાત્ ન હોય જેમ ગાડ ઉન્મત્ત માણસો ને પ્રિય હોય છે તેમ મોહ ઘણા માણસોને સ મત (માનનિક) છે, તો શુ તે ચેતનાના ચોરનાર દારૂ અથવા મોહને વિષે પ ડિત પુરૂ ષોએ પણ આસક્ત થવુ જોઈએ? (અથાત્ ન થવુ જોઈએ ) તે મોહનુ સૈન્ય વિશ્વવ્યાપી ધૂળની માફક અનાર[ નિમાલ્ય ]હોવાથી વિસ્તાર પામ્યુ છે, અને મારૂ સૈન્ય સોનાની માફક સારભૂત હોવાથી પ્રમિત ( માપેલી ) જગ્યાના આશ્રયે રહેલુ છે પર તુ મોહની સેનાને દુ ખ આપવાને ઉઠેલુ મારૂ સૈન્ય વિશ્વમા વ્યાપ્ત થયેલ અ ધકારસમૂહના નાશકરનાર સૂર્યની તીવ્રતાને પામશે [અર્થાત્ સૂર્ય જેમ અ ધકારનો નાશ કર છે તેમ મારૂ સૈન્ય મોહ ની સેનાનો નાશ કરશે] હુ જે સત્ય દેવ, ગુરૂ, ધર્માદિને જણાવી આપુ

છુ તેનેજ તમે ભાસ્વર કહો જે મોહ વિદ્વાનોને પણ મોહ પમાડે છે તે શુ ભાસ્વર છે? [અર્થાત્ નથી ] માત્ર થોડા ભવ્ય જીવોએ મારો આદર કરેલો છે તોપણ હુ સર્વના ઉપર વર્તુ છુ અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ છુ, કેમકે એક પણ લક્ષ્મીવાળો આધિન હોય તો બસ છે બાકી ઘણાએ નિર્ધન આધિન હોય તો તેથી શુ ફાયદો છે? [અર્થાત્ કાંઈ ફાયદો નથી ) મારા શરીરની સ્થિતિ સારી ન હોવાથી મોહે પોતાની ઈચ્છાનુસાર પ્રવૃત્તિ (ચેષ્ટા) કરી છે, પણ હવે હુ નિરોગી થવાથી તેના ઘણા આયુષ્યની ખબર પડશે. મોહ પુદ્ગલ નબધી અને ક્ષણિક બાહ્ય સુખ આપે છે, અને હુ તો અતરગ, સ્વસવેદ્ય (પોતાના આત્માથી જાણી શકાય તેવુ ) અને અવિનાશી સુખ આપુ છુ (મોહના પ્રસાદથી) મહેલોમા મનુષ્યો જે વિલાસો કરે છે તે તત્ત્વથી તો મારા પ્રસાદથીજ છે (કેમકે વિવેકપૂર્વક થોડો ઘણો સન્માર્ગ આદર્યો હોય તોજ પુણ્યથી તાવે ની યોગ્ય વિલાસો મળે છે ) પણ મોહ તુષ્ટમાન થવાથી તો તેઓનો નિશ્ચય નિવાસ નરકને વિષેજ થાય છે હે સખિપાલો! શત્રુઓ પાસેથી નાશી જવામા અથવા મહાસાગર તરવામા એકલો કે કુટુબવાળો એ બેમાથી કોણ સુખી? તે તમેજ સાચુ કહો કર્મરૂપ વૈરીથી ભય પામતા જીવને અથવા ભવસમુદ્ર તરવાની ઈચ્છાવાળા જીવને હુ એકાકીપણુ ગ્રહણ કરાવુ છુ અને મોહ કુટુબ ગ્રહણ કરાવે છે હવે તમે કહો કે અમારા બેમા આ દુનિયાના જીવોને કોણ હિતકારી છે? યુવાવસ્થારૂપ મદીરાપાનની ગોષ્ટીવાળા શરીરને વિષે હુ રહેતો નથી, પણ સ્વાભાવિક રીતે તેજ

શરીરને (જ્ઞાનાદિથી) નિર્મળ થયેલુ જાણીને હુ તેનો આશ્રય કરૂ છુ જુઓ! યુવાવસ્થાને વિષે પણ શીવકુમારાદિની માફક જે ઓના શરીર પવિત્ર છે ત્યા હુ વસુ છુ હંસ મેલા પાણીમા વસનારજ નથી કહ્યુ છે કે—

प्रथमे वयसि य शांत', स शांत इति मे मति' ।
धातुषु क्षीयमाणेषु, शम कस्य न जायते ॥

'પહેલી વયમા (યૌવનવયમા) જેઓ (વિષયથી) શાંત થયા તેજ ખરેખર શાંત છે એમ મારૂ માનવુ છે ધાતુનો ક્ષય થયા પછી શમ—વિષયની શાંતિ કોને થતી નથી'?

આ મોહ પોતે ન્યાયનો લોપ કરીને પ્રાણીઓને લપટપણુ કરાવનારો, સમાધિનો નાશ કરવાવાળો અને દુ ખરૂપ વૃક્ષસમૂહના મનોરથતુ-ય છે એની સેનાના જે મુખ્ય અધિકારીઓ છે તે પણ લોકોના સુખના શત્રુઓ છે અથવા જાતીવાન સેવકો સ્વામીના સરખી ક્રિયાવાળા હોય તે યુક્ત છે જુઓ, તીવ્ર મોહે કૃષ્ણનુ શબ (મુડદુ) ઉપડાવવાવડે બુધ્ધિમાન બળભદ્રને પણ છ માસ પર્યંત વિડબના પમાડી છે, અને ક્રોધથી ઙ સાદિક[૧], માનથી દુર્યોધનાદિક, દભથી ઉદાયીરાજાને મારવાવાળા વિનયરત્નાદિ અને લોભથી સુભૂમ ચક્રવર્તિ આદિ નાશ પામ્યા છે વળી પ્રમાદથી કંડરીકાદિક,

૧ આ અને ત્યાર પછીના પ્રબધો નેમિચરિત્ર, ઉપદેશમાળા, ઉપદેશચિતામણી, જ્ઞાતાસૂત્ર, ભરહેસરવૃત્તિ અને વિક્રમચરિત્રાદિથી જાણી લેવા

કસોટી છે તમારા જેવા સહાય કરનારાના બળથીજ આ યુધ્ધનુ કામ મે આરભ્યુ છે એ સહાય કરનારની જરૂર ન હોત તો તે મોહ અને હુ વિવેક આટલો વખત શામાટે વિલબ કરત? અર્થાત્ આ યુધ્ધમા સહાય કરનારની અપેક્ષા હોવાથીજ વિલબ થયો છે ) જેવો ઉત્સવ (આનદ) વીર પુરૂષોને રણુ સગ્રામરૂપ વેદિ ના [ચોરી]ની અદર જયલક્ષ્મી વરવામા થાય છે તેવો ઉત્સવ (આનદ) તેઓને સુદર, પવિત્ર કન્યાના લગ્નમા થતો નથી યુધ્ધને વિષે જેવી વીર પુરૂષોના શરીરની શોભા શસ્ત્રના ઘાતથી ઝરતા રૂધિરના પ્રવાહથી થાય છે તેવી શોભા ચદનરસના વિલે પનથી થતી નથી સગ્રામને વિષે બળવાન પુરૂષોનુ મન સન્મુખ આવતા શસ્ત્રના પ્રહારથી જેવુ પ્રમુદિત થાય છે તેવુ તેઓનુ મન હાર, અર્ધહાર અને કેયુરથી પ્રમુદિત થતુ નથી બળવાન્ પુરૂષો સગ્રામ કરતા બીજુ કોઈ મોટુ તીર્થ કહેતા નથી, કેમકે સગ્રા મમા અધિક પરાક્રમવાળા પુરૂષો મરણુ પામીને પણ દેવપણે ઉત્પન્ન થાય છે જેમ વનમા પ્રવેશ કરતા હાથીઓને વેલા રોકી શકતા નથી, તેમ સ્ત્રી, હાથી અને રાજ્યલક્ષ્મીની ઇચ્છાથી રણુમા પ્રવેશ કરતા ક્ષત્રીઓને કોઈ રોકી શકતુ નથી ખડ્ગ રૂપ તાલથી અને ધનુષ્યના શબ્દરૂપ સ્ફુરાયમાન થતા મૃદગના શબ્દોથી રણુ સગ્રામરૂપ રગમડપમા વીર પુરૂષોની કીર્ત્તિ રૂપી નટી અત્યત નાચ કરે છે જ્યા સુધી શત્રુનુ સૈન્ય દૂર હોય છે ત્યા સુધી(વીર પુ રૂષોને)પોતાના પ્રાણુ વ્હાલા હોય છે, પણુ શત્રુનુ સૈન્ય દેખ્યે સતે ડાહ્યા પુરૂષો પોતાના પ્રાણુને તૃણુ સમાન ગણે છે હે સગ્રામમા

તેને છેદવાને હું સમર્થ છું એને ક્રિયાદિના જયરૂપ સેવકો મારો અ
તરંગ પરીવાર છે અને કરકંડુઆદિ રાજાઓ અનેક પ્રકારનો બ
હિરંગ પરીવાર છે હું દેશવિરતિ આદિ(પાંચમા ગુણુઠાણાદિ)ગુ
ણુસ્થાનકની ભૂમિકા પામીને યુધ્ધ કરવાને અવસરે નિશ્ચે તમારી
આગળ શત્રુનો સંહાર કરવાને ઉભો રહીશ."

હવે ખેદ રહિત સંવેગ અને નિર્વેદ વિવેકરાજાને કહે છે
કે "હે દેવ! (ભવ્ય જીવો પ્રત્યેનો) મોહનો સ્નેહ દૂર કરવાને અ
મે સમર્થ છીએ યથાર્થ જ્ઞાન (સંસારથી ઉદાસીનતા) અહિંસા અને
અદ્રેષ પ્રમુખ અમારો અંતરંગ પરીવાર છે, અને યુધિષ્ઠિરઆદિ
રાજાઓ અવસર મેળવીને અમને ભજે છે (તે બહિરંગ પરિવાર
છે) અપ્રમત્ત નામના સાતમા ગુણુસ્થાનકથી ઉત્થાનિકા (જાગૃતિ)
કરીને હળવે હળવે વધને ઉચિત એવા રાગદ્વેષને નામમાત્ર બાકી રહે
એવા અમે કરીશું " આ પ્રમાણે વિવેકરાજાના ત્રણ પુત્રોએ પ્રગટપણે
પોતાનું બળ કહી બતાવ્યા પછી મહાન વક્તા સમ્યગ્દૃષ્ટિ પ્રધાન
કહે છે કે "હે સ્વામી! આ અનાદિ સંસારરૂપ પ્રવાહના પુરમાં
પડેલા જીવોને તેમાંથી ઉદ્ધરીને થોડા વખતમાં હું કિનારે પહો
ચાડું એવી શક્તિ મારામાં છે દેવતત્વ, ધર્મતત્વ અને ગુરૂતત્વ
રૂપ રસ્તાની દિશામાં મૂઢ થયેલા જીવોને વિચારણારૂપ અંજનના
સંયોગથી તેના બુદ્ધિવિપર્યાસને દૂર કરવાને હું શક્તિવાન છું આ
સ્તિક્ય (શ્રદ્ધાન), સ્થૈર્યતા અને નિપુણતા પ્રમુખ મારો મુખ્ય અં
તરંગ પરીવાર છે અને સત્યકી વિદ્યાધર તથા શ્રેણીકાદિ રાજાઓ
[illegible]રંતર સેવે છે (તે બહિરંગ પરિવાર છે) ચોથુ ગુણુસ્થાનક

કરે છે, માટે હવે તમે આમ વિલબ શામાટે કરો છો? યુદ્ધ
વાને માટે ઉતાવળ કરો અને પારેવા જેમ શાળનુ ભક્ષણ
તેમ તમે વિવેકના સૈનિકોનુ ભક્ષણ કરો (તેનો નાશ કરો)
વિવેકના સૈનિકોનો નાશ કર્યે સતે શાખા છેદાયેલા (ઠુઠા) વૃક્ષ
જેવા તે રાકડા વિવેકને પણ હુ સુખેથી છેદી નાખીશ, પણ તમ
દરેકનો અતરગ અને બહિરગ પરિવાર કોણ કોણ છે કે જે
સ્વરૂપ પાણીને રોકવાને પાળ તુલ્ય થાય તેવુ છે અને કેનુ કે
અથવા શુ બળ છે તે તમે પ્રથમ મને કહો "

(આ પ્રમાણે મોહરાજાના વચન સાભળી) વૃદ્ધિ પામતા
બળના ગર્વવાળો કદર્પ (કામ) તેને કહેવા લાગ્યો કે "હે
તાજી! તમે અમારૂ બળ જણાવવાને માટે આજ્ઞા આપો છો
જેમ છે તેમ હુ કાઇક કહુ છુ શત્રુના આ સર્વે સુભટો મને
ઇને અવશ્ય ત્રાસ પામશે, કેમકે દાવાનળ દીપ્ત થયે સતે ઘાસ
ઢગનો બીજા અરણ્યમા જઈ શકતો નથી આષાઢભૂતિ મુનિ, ન
ષેણજી, આર્દ્રકુમાર, નેમનાથ જિનેશ્વરનો નાનો ભાઇ (રહનેમિ
અને કુળવાલુકમુનિ એ આદિ પણ મારો પ્રભાવ જાણે છે
બીજા સામાન્ય મનુષ્યરૂપ કીડાઓ તો શુ ગણતરીમા છે? આ
વેક જે એકવાર નાસી ગયો હતો અને ફરી પાછો આવ્યો છે
મારી શક્તિને જાણતો નથી, અથવા મરણ નજીક આવેલા મનુષ્
ની બુદ્ધિ વિપરીત થઇ જાય છે તાબૂળ, પુષ્પ, વર્ષાકાળ, હા
શૃગાર, મૈથુન, એકાત, વનના ભાગો, સ્નાન અને સ્વાદિષ્ટ આહ
પ્રમુખ મારા પ્રીતિવાળા અતરગ સુભટો સ્ફુરાયમાન થઇ રહે

એવી રીતે અનુક્રમને જાણનારા અને ઉચિતપણાનો ત્યાગ નહીં કરનારા બાકીના સર્વે ઉદાગ્રમનવાળા સુભટોએ પણ (વિવેકની આજ્ઞાથી) પોતપોતાનુ પરાક્રમ કહી બતાવ્યુ

તે સુભટોની સ્ત્રીઓ પણ ખુલ્લા દિલથી (નિર્ભયપણે) વિવેકરાજાને આ પ્રમાણે વચનો કહેવા લાગી કે "હે સ્વામી! અમારા ભર્ત્તારની સાથે રહીને (શત્રુની સાથે) યુદ્ધ કરતા અમને પણ તમે જોજો યુદ્ધને વિષે ખડ્ગના પ્રહારોથી શત્રુઓનો નાશ કરતા અમે સ્ત્રીઓને માથે 'અબળા' એવો જે અપવાદ છે તે દૂર કરીશુ " આ પ્રમાણે પોતાના પરિવારની (જેવી રીતે બોલે છે તેવીજ રીતે) આચરણ કરવામા સમર્થ વાણી સાભળીને વિવેકરાજા હર્ષથી વિકસ્વર નેત્રવાળો થયો (અર્થાત્ વિવેકરાજાના નેત્રો હર્ષથી વિકસ્વર થયા) તે અવસરે અપૂર્વઅપૂર્વ અર્થની પર્યાલોચના (વિચારણા)એ મોક્ષપદગર્ભિત (મોક્ષપદને જણાવતી ) રણસ થામના વાજિત્રોની શ્રેણી વગાડી તે વાજિત્રોના શબ્દોથી, જેમ જાગુલી વિદ્યાના શબ્દો સાભળીને સર્પ વ્યાકુળ થાય તેમ અતિ વ્યાકુળ થયેલો અને રોષથી લાલ નેત્રવાળો મોહરાજા યુદ્ધ કરવાને ઉઠયો ઉઠીને ઉંચ સ્વરે પોતાના સૈનિકોને કહેવા લાગ્યો કે "હે સૈન્યના લોકો! તમે સાભળો, કોઇએ પણ (રસ્તામા) નહીં રોકેલો વિવેક અહીં આવે છે, અને જેમ સમુદ્રના કલ્લોલો દ્વીપની ચારે બાજુ પ્રસરી જાય છે તેમ એ વિવેકના સુભટો મારા સૈન્યની ચારે બાજુ પ્રસરી ગયા છે આ તેના વાજિત્રનો નિર્ઘોષ (શબ્દ) મારા કર્ણગોચર કેમ થયો? તે મને લોઢાની સળી કાનમા નાખ્યા સરખી પીડા ઉત્પન્ન

નાનો વિષયમા વ્યાપકરે છે) વાકીદષ્ટિ, મદમદ આલાપ, ઉત્સુકતા, આલિંગન, સંભ્રમ, ચાટુ વચન, આસક્તિ, અણય અગર પ્રાર્થના, એ આદિ મારા હમેશના (અંતરંગ) સેવકો છે અને ઇદ્રપેણુ, સિંદુરેણ, વિદ્યાતિપુત્ર, ઇલાપુત્ર (એનાચીકુમાર) નામાધિક કુટુબી (આર્દ્ર કુમારનો પાછલા જન્મનો જીવ) અને નળરાજા એ આદિ મારા બાહ્ય સેવકો છે "

હવે શત્રુની સેનાને ભક્ષણ કરવાનો અભ્યાસ કરતો હોય તેમ જ ભવટે દાતરૂપ વસ્ત્રને કરડતો દ્વેષ મોહરાજાને કહેવા લાગ્યો કે "હે સ્વામી! વિશ્વને ભયરૂપ દેખાતો હુ પ્રલયકાળના અગ્નિ જેનો ક્રૂર મારી તીવ્રતાવાળી દૃષ્ટિની આગળ કોઇપણ રહેવાને (ટકવાને) સમર્થ નથી મત્સર, અમર્ષ, પૈશુન્ય (ચાડી), મર્મભાષણ, ચપળતા, વિગ્રહ, આક્રોશ અને નિરનુક્રોશ (ઘાતકીપણુ) વિગેરે મારા નિત્યના (અંતરંગ) સેવકો છે, અને ચડકૌશિક ઋષિ, કુળવાલમુનિ, કમઠ (મેઘમાળી,) દુર્યોધન, સંગમદેવ અને પાળક પુરોહિતાદિ મારી પાછળ ચાલનારા અનેક બાહ્ય સેવકો છે "

મિથ્યાદર્શન નામનો પ્રધાન કહે છે કે "હે સ્વામી! આ ત્રણ જગતના લોકોને ભવરૂપ આવર્ત્ત (ખાડા) માહુ એવી રીતે નાંખુ છુ કે તેમાથી અનંતકાળે પણ તેઓ નીકળી શકતા નથી આ ત્રણ જગતમા એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી અને એવુ કોઇ સ્થાન નથી કે જેને વિષે મે વિમોહિત કરેલો જીવ નિરંતર પરિભ્રમણ કરતો નથી (અર્થાત્ મે વિમોહિત કરેલો જીવ સર્વ યોનિને વિષે પરિભ્રમણ કરે છે) કુદેવ (જેમા દેવપણુ ન હોય છતા દેવપણુ ધ-

છ, અને બકુલ, ગાલિવ, કમા, વિકુમનાજ, મધુનાથ અને મણિરથાદિ મારી પાછળ ચાલનારા ઘણા સુભટો મારા અધિકારમાં છે "

રાગ કહે છે કે "હું દેવ! હું જગતને આધીન કરવામાં સમર્થ છું હું કામને અને કામ મને એમ અન્યોન્ય એક બીજાને અમે સહાય આપનારા છીએ

(રાગ જગતને આધીન કેવી રીતે કરે છે તે બતાવે છે)—વિશ્વર થયેલું કમળ કયાં અને ચીપડાદિથી ભરેલા સ્ત્રીઓના નેત્ર કયાં, શરદ ઋતુનું ચંદ્રમંડળ કયાં અને અતિ દુર્ગંધવાળું સ્ત્રીઓનું મુખ કયાં દેદીપ્યમાન સૂર્યકાંતમણિ કયાં અને થુંકથી ભીંજાયેલા સ્ત્રીઓના હોઠ કયાં, કાંતિથી મનોહર હીરાઓ કયાં અને મેલાથી મળવાળા દેખાતા સ્ત્રીઓના દાંત કયાં, પવિત્ર સોનાના કળશો કયાં અને માંસના પિંડરૂપ સ્ત્રીઓના સ્તન કયાં, નિર્મળ જળની વાવડીઓ કયાં અને પરસેવાના ઘરરૂપ સ્ત્રીઓની નાભિ કયાં—આ પ્રમાણે મહાન્ તફાવત છતાં મારા આદેશથી ઘેલાની માફક વિદ્વાન પુરૂષો પણ સ્ત્રીઓના શરીરની તેઓ (ચંદ્રાદિક)ની સાથે (નિર્વિશેષ) સરખામણી કરે છે—તેવી ઉપમાઓ આપે છે સ્ત્રીનું શરીર નિરંતર ઢાંકેલું, દુર્ગંધનું સ્થાન અને પ્રયત્નથી તથા મેળવી શકાય તેવું હોય છે, છતાં વિદ્વાનોને પણ મેં તે શરીરને વિષે છકાવાળા કર્યા છે મેં દાસરૂપ કરેલા (આ દુનિયાના) પુરૂષો કરેશથી સુવર્ણના સમૂહને ઉપાર્જન કરીને સ્ત્રીના અવાચ્યદેશ (યોનિ) રૂપ ખાળને વિષે નાખે છે (અર્થાત્ ઘણા ક્લેશથી પેદા કરેલા પૈ

સાનો વિષયના આયકરે છે) વામીદષ્ટિ, મદમદ આલાપ, ઉત્સુકતા, આલિંગન, સંભ્રમ, ચાટુ વચન, આમન્ત્રિ, પ્રણય અને પ્રાર્થના, એ આદિ મારા હમેશના (અંતરંગ) સેવકો છે, અને ઈંદુષેણ, બિંદુષેણ, ચિત્રાંતિપુત્ર, ઇલાપુત્ર (એલાચીકુમાર) મામાયિક કુટુંબી (આર્દ્ર કુમારનો પાછલા જન્મનો જીવ) અને નાગરાજા એ આદિ મારા બાહ્ય સેવકો છે ”

હવે શત્રુની સેનાને ભક્ષણ કરવાનો અભ્યાસ કરતો હોય તેમ ભયંકર દાંતરૂપ વસ્ત્રને કરડતો દ્વેષ મોહરાજાને કહેવા લાગ્યો કે હે સ્વામી! વિશ્વને ભયરૂપ દેખાતો હું પ્રલય કાળના અગ્નિ જેવો છું. મારી વીનતાવાળી મારી આગળ કોઇપણ રહેવાને (ટકવાને) સમર્થ નથી મત્સર, અમર્ષ, પૈશુન્ય (ચાડી), મર્મભાષણ, ચપળતા, વિગ્રહ, આક્રોશ અને નિરનુક્રોશ (ઘાતકીપણું) વિગેરે મારા નિત્યના (અંતરંગ) સેવકો છે, અને સ્કંદમિશ્ર ઋષિ, કૂળવાલમુનિ, કમઠ (મેઘમાળી,) દુર્યોધન, સંગમદેવ અને પાળક પુરોહિતાદિ મારી પાછળ ચાલનારા અનેક બાહ્ય સેવકો છે ”

મિથ્યાદર્શન નામનો પ્રધાન કહે છે કે “હે સ્વામી! આ ત્રણ જગતના લોકોને ભવરૂપ આવર્ત્ત (ખાડા)માં હું એ રીતીને નાખું છું કે તેમાંથી અનંતકાળે પણ તેઓ નીકળી શકતા નથી આ ત્રણ જગત્‌માં એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી અને એવું કોઇ સ્થાન નથી કે જેને વિષે મેં વિમોહિત કરેલો જીવ નિરંતર પરિભ્રમણ કરતો નથી (અર્થાત્ મેં વિમોહિત કરેલો જીવ સર્વ યોનિને વિષે પરિભ્રમણ કરે છે) કુદેવ (જેમાં દેવપણું ન હોય છતાં દેવપણું ધ-

રોવવુ તે. તેવીજ રીતે કુગુરૂ આદિમાં સમજવુ'), કુગુરૂ, ધર્મ-પર્વ અને મતના વિપરીતભાવ, ધર્મ ઉપર દ્વેષ અને બીજાની નિંદા— આ સર્વ નિરંતર મારી પાછળ ચાલનારા મારો અંતરંગ પરિવાર છે, અને પર્વત નામનો બ્રાહ્મણપુત્ર, સાત નિન્હવ (ભગવાનના એક એક વચનના ઉત્થાપક), કપિલ, પાળક, વસુરાજા અને સર્વે આના થી મને નિરંતર સેવે છે તે મારા બાહ્ય પર્ષદાના લોકો (બહિરંગ પરિવાર) છે "

પછી લાખના રસ જેવી આંખના પાતવડે જગતને ક્ષોભ પમાડતો અને ધુમાડાના સમૂહ સરખા શરીરવાળો ક્રોધ તે અવસરે મોહરાજાને કહેવા લાગ્યો કે "હે સ્વામી! હું પ્રગટ થયે સતે કયો ધીર પુરૂષ પણ પોતાને (પોતાપણો) ટકાવી રાખવાને સમર્થ છે? મેં આક્રમણ કર્યે સતે (આવ્યે સતે) વિદ્વાન પણ વિચેતનજ (જ્ઞાન-ઉપયોગ રહિતજ) થાય છે મારે વશ થયેલો જીવ સંનેપાત થયેલા માણસની માફક નેત્ર અને હોઠનું ભમાવવું, હાથનું કંપવુ, શરીરનું હલાવવુ અને પ્રલાપો(નિરર્થક બોલવુ)કરે છે મારા હુકમને તાબે થયેલા ઘણા બળવાન જીવો પણ નરકને વિષે, નિગોદને વિષે, શ્વાનજાતિ વિષે અને સર્પાદિકને વિષે વસે છે ક્ષાર (ડંસ રાખવાપણું), મચ્છરતા, દુર્વાક્ય, શ્રાપ, સંતાપ, ઉપદ્રવ, કલેશ અને નામમભાવ—આ મારા નિત્યના પક્ષપાતી (અંતરંગ પરીવાર) છે કુરૂટિ અને મહાકુરૂટિ (કુરડ, ઉકરડ) નામના સાધુઓ, બ્રહ્મરાજાનો પુત્ર બ્રહ્મદત્ત ચક્રવર્ત્તી, શિશુપાળ અને નમ સેનાદિક રાજાઓ મારા ભક્તિવંત સેવકો છે (તે બહિરંગ પરિવાર છે)"

હવે અહંકાર મોહ રાજાને કહેવા લાગ્યો કે "આ ત્રણ લોકના જીવોની સર્વ વિદ્યાનું ફલ હરણ કરવાને તથા સદ્બુદ્ધિને અયોગ્ય કરવાને હું સમર્થ છું મારે વશ થયેલો જીવ ગુરૂને માનતો નથી, વૃધ્ધોની હાસી કરે છે, બુદ્ધિના નિધાન તુલ્ય મનુષ્યોનો ત્યાગ કરે છે, સ્તબ્ધ (જડ જેવો) થાય છે અને નિરંકુશ થઈ ઉન્મત્તની માફક ભમ્યા કરે છે ચક્રવર્તીને જીતવાવાળા બાહુબળીને પણ મે (કેવળી થતા) રોકી રાખ્યો અને ક્ષુધા, તૃષા, શીત અને તાપાદિ આપદાને સહન કરતો તે એક વર્ષ પર્યંત ઉભો રહ્યો પુરૂષાર્થ સબધી સ્પર્ધા (હરીફાઈ), પોતાનું પરાક્રમ કહી બતાવવું, બીજાઓની તર્જના કરવી, અક્કડ રહેવું (કોઈને નમસ્કાર ન કરવો) અવિનય કરવો અને ઉદ્ધતાઈ કરવી એ આદિ મારા નિત્યના સેવકો (અંતરંગ પરિવાર) છે, તેમજ દુર્યોધન, રાવણ, અમરેંદ્ર, પ્રતિવાસુદેવો અને તેના જેવા બીજા લાખો મારી સેવા કરવાવાળા સેવકો (બહિરંગ પરિવાર) છે "

હવે માયા કહેવા લાગી કે "હે દેવ! હું મીઠી વાણી બોલવા વાળી છું છતા ક્રૂર કર્મ કરવાવાળી છું દુષ્ટ સર્પની માફક જેને કરડેલો (ડસેલો) પ્રાણી જીવતો રહેતો નથી આસન ઉપરથી ઉઠવા વાળા, આસન આપવાવાળા, નમસ્કાર કરવાવાળા અને હાથ જોડવા વાળા મનુષ્યોને હું દાસની માફક ખુશામતના વચનો અંગીકાર કરાવું છું (બોલાવું છું) છળપ્રવેશ, વિશ્વાસઘાત, દ્રોહ, ધનનો આગ્રહ, ગુપ્તઆચાર અને ગુહ્ય આલાપાદિ મારા નિરંતરના સેવકો (અંતરંગ પરિવાર) છે મહાબળ, પીઠ, મહાપીઠ, અંગારમર્દકાચા

ચાર્ય અને આષાઢભૂતિ આદિ મારા પક્ષપાત કરવાવાળા બાહ્ય સેવકો ( બહિર જ પરીવાર ) છે "

મોહના નમ્ર મંત્રીમાં નિરોગતા ( અથવા ચતુરાઇ )ને ધારણ કરતો લોભ કહેવા લાગ્યો કે " હું એકલો પણ આ ત્રણ ભુવનને પરવશ કરવાને ( અથવા મારે આધીન કરવાને ) સમર્થ છું હે દેવપ્રમુખ! તમે સર્વે સાંભળો હું હાથ ઉંચા કરીને કહું છું કે એવો કોઇપણ જીવ શું કોઇ ઠેકાણે છે કે જે મારે આધીન થયો નથી? પર્વત ઉપર ચડવું, સ્થળ ( અટવી વિગેરે ) અને સમુદ્ર ઓળંગવા, પૃથ્વીનું વિદારણ કરવું (ખોદવું), ગુફામાં પ્રવેશ કરવો, શમશાનમાં રહેવું, મંત્રાદિ સાધવું, જનાવરોનું પાલણ કરવું, ખેતી કરવી, અને ક્ષુધા, તૃષા, શીત, આતપાદિ સહન કરવા-ઇત્યાદિ દુષ્કર કાર્યો પણ મે આદેશ કરેલા પ્રાણીઓ શું અંગીકાર કરતા નથી? ( અર્થાત્ સર્વ કાર્યો અંગીકાર કરે છે) મહારંભ, મમત્વ, ઇચ્છા, મૂર્છા (આસક્તિ), સંકલેશ, સંચય, કૃપણતા અને નાસ્તિકતા આદિ મારા અંતરંગ સેવકો છે, અને તિલકશ્રેષ્ઠી, કુચિકર્ણવ્યવહારી, કેશરી ચોર, નંદરાજા, સુભૂમ ચક્રવર્ત્તી અને લોભનંદિ વણિક આદિ મારા બાહ્ય સેવકો પણ હજારો છે "

હવે પ્રમાદ કહેવા લાગ્યો કે "મારૂં તો લોકોત્તર બળ છે (અર્થાત્ મારા જેવું બળ બીજા કોઇમાં નથી) કેમકે ઉચ્ચપદમાં આરૂઢ થયેલા મનુષ્યને હું એક ક્ષણવારમાં નીચે (અધોગતિમાં) પાડી દઉં છું જેઓ શ્રુતકેવળી(ચૌદપૂર્વધર), ઉપશાંત મોહ (અગ્યારમે) ગુણઠાણે ચડેલા અને ચાર જ્ઞાનના ધરનારા છે તેઓને પણ હું નિ

ભેદરૂપ આરામમાં અનંતો કાળ વસાવું છું એ આદેશ કરેલો જીવ છુટી જવાનો વિચાર કર્યા વિના જળને વિષે ક્રીડા કરે છે જમીન ઉપર પડવાથી અંગ ભાંગી જશે તેનો વિચાર કર્યા વિના વૃક્ષ ઉપર ચઢે છે મહત્વના નાશનો વિચાર નહીં કરતો નતો પાસાવડે ક્રીડા કરે છે આલોક તથા પરલોકની પીડાને નહીં વિચારતો વિકથા કરે છે આ વૈર મને કલેશને માટે થશે એવો વિચાર કર્યા સિવાય વૈર વધારે છે ઉજાગરા તથા પગની પીડાને નહીં જાણતો નાટકાદિ જુએ છે વસ્ત્રરહિતપણાને અને વમનાદિકને નહીં વિચારતો મદિરા પીએ છે ક્ષયરોગાદિ રોગના ઉદયને નહીં જાણતો વિષયમાં આસક્તિ કરે છે પૈસાના વ્યયનો વિચાર કર્યા સિવાય પ્રાણીઓને નિરંતર લડાવે છે, અને આતપ તથા ભમવાના પરિશ્રમને નહીં ગણકારતો શિકાર કરવા જાય છે "( અનેક જાતનાં) વ્યસન, આળસ, નિદ્રા, વિષય સંબંધી હલકા વચન તથા બીજા પણ તેની જેવા અનેક મારા અભ્યંતર (અંતરંગ) સેવકો છે આર્તમંગુ, શૈલરાજર્ષિ, લોભાસરાજ, કંદરીકરાત અને મિથ્યાભિમાનિ આદિ મને હર્ષ આપવાવાળા મારી બાહ્યપર્ષદા માંહેના મારા સેવકો છે "

૧ આ પ્રમાણે સર્વે વીર સુભટોએ પોતપોતાનું બળ કહ્યા પછી મોહરાજાએ પાખરેલા સિંહની માફક બળ સહિત ગર્જારવ કર્યો. તે અવસરે નિરંતર શત્રુના હૃદયને ક્ષોભ કરવાવાળા મિથ્યાભાષા અને અસત્ય ભાષાના ભેદરૂપ વાજિંત્રો અનેકવાર વાગવા લાગ્યા મોહરાજાના તથા વિવેકરાજાના અશુભ ધ્યાન તથા શુભધ્યાનના ભેદરૂપ

વીર પુરૂષો અનુપયોગથી તથા વિધિથી (અનુક્રમે)[1] શસ્ત્રો ખેંચવા લાગ્યા

મે રથનેમિને ચારિત્રથી ભગ્નપરિણામવાળો કર્યો, મે નળ રાજાને શ્યામવર્ણવાળો કર્યો, મે ક્ષપકઋષિને ક્ષીણ કર્યો, મે શશિરાજાને માર્યો, મે અભૂનિમુનિને પરાભવિત કર્યો, મે બાહુબળીને બાંધ્યો, મે મહાબળરાજાને મ્લાન કર્યો અને મે કંડરીકરાજાને કલેશિત કર્યો આ પ્રમાણે મોહરાજાની સેનાના સુભટો ભુજાના આસ્ફોટ કરવા પૂર્વક આપસ આપસમા પોતપોતાના પરાક્રમનુ વર્ણન કરવા લાગ્યા

મે શિવકુમારને, મે બળદેવને, મે ચિલાતીપુત્રને, મે નયસાર અને ધનાસાર્થવાહ આદિને, મે નાગને, મે મેઘકુમારને, મે અતિમુક્તમુનિને અને મે કપિલ બ્રાહ્મણને શત્રુ પાસેથી ખેંચી લીધો આ પ્રમાણે વિવેકરાજાના સૈન્યમાં પણ શૂરવીર સુભટો સરસ રીતે પોતપોતાનુ પરાક્રમ આપસમા કહેતા છતા પ્રગટ થયેલા પોતાના શૌર્યને દેખાડવા લાગ્યા

હવે અવિદ્યારૂપ રાત્રિનો નાશ થયે છતે અને તત્ત્વરૂપ સૂર્ય પ્રકાશિત થયે સતે તે સર્વે વિવેકના સુભટો શત્રુના સમૂહનો નાશ કરવા માટે તૈયાર થયા ઓર ભમાજ શત્રુઓને વિષે સ્ફુરાયમાન દોધવાળા વિમળબોધ નામના મહાન્ યોદ્ધાએ કેટલાએક મોહ

---

૧ મોહના અશુભધ્યાનરૂપ સુભટો અનુપયોગથી શસ્ત્ર ખેંચવા લાગ્યા અને વિવેકના શુભધ્યાનરૂપ સુભટો વિધિપૂર્વક શસ્ત્રો ખેંચવા લાગ્યા

